૨૯૫૪

# સદ્ગુણી વહુ.

આ પુસ્તક

**વનમાળી લાધા મોદી**

કુંડલાવાળાએ,

**રા. રા. ભાનુ કેશવ ગાંગનાઇકના**

મરાઠી પુસ્તક ઉપરથી

**બનાવી પ્રસિદ્ધ કર્યું.**

कार्येषु मंत्री, करणेषु दासी। भोज्येषु माता, शयनेषु रंभा ॥
धर्मानुकूला, क्षमया धरित्री। गुणैश्च भार्या कुल

# ઉત્સર્ગ.

મેહેરબાન,

શેઠ માધવદાસ રૂગનાથદાસ.

આપ સુધારાના અગ્રેસર છો, અનાથ અબળાઓના રક્ષક--ધર્મપિતા છો, સુધારો કરવામાં કર્તવ્યકર્મથી આગળ પડતા છો, અને મારા પ્રત્યે ઘણો લાંબો સમય થયા પ્રેમ બતાવોછો, એ સઘળાંના સ્મરણાર્થે આ પુસ્તક આપને કૃતજ્ઞતા પૂર્વક અર્પણ કરૂં છું.

મુંબઇ
તા. ૧૦ મી માર્ચ
૧૮૮૭.

આપનો કૃપાકાંક્ષી,
**વનમાળી લાધા મોદી.**

૨૯૫૨

# સદ્ગુણી વહુ વિષે મળેલા મત.

આ 'સદ્ગુણી વહુ'ની વાર્તા મેં વાંચી છે અને વાંચીને મને આનંદ થયો છે. એ વાર્તા સ્ત્રીઓને અવકાશના વખતમાં વાંચવા લાયક છે. વાર્તામાં હિંદુલોકોના ઘરસંસારનું ચિત્ર આબેહુબ આપ્યું છે. બોધ ઉત્તમ છે. વર્ણન રસિક છે કરૂણા રસ ઘણો સારી રીતે દરસાવ્યો છે. વાણી મધુર છે. કલિષ્ટ કલ્પના નથી. મહાદેવ શાસ્ત્રીના મંદવાડનું વર્ણન તથા રાધાગવરીની સસરા તરફની વર્તણૂક ઘણી અસરકારક રીતે વર્ણવી છે. હાથમાં પુસ્તક લીધું કે મુકવાનું મન થતું નથી, એ આ ગ્રંથની ખુબી છે. દરેક સદ્ગૃહસ્થના કુટુંબમાં સ્ત્રીઓને વાંચવા લાયક આ ગ્રંથ છે.

**જવેરીલાલ ઉમયાશંકર–યાજ્ઞિક.**

---

સદ્ગુણી વહુ—આ પુસ્તક મેં વાંચી જોયું છે, અને તે ઉપરથી મેં જે વિચાર બાંધ્યા છે તે તેના રચનારના કહેવાથી ઘણી ખુશીની સાથે જાહેર કરૂં છું. એ પુસ્તકની રચના મરાઠી ભાષામાં તેજ મતલબના છપાયલા પુસ્તકની ઢબ ઉપર છે. ભાષા સરલ અને હમેશ વપરાતી આવતી તેવી છે. તેમાં કરેલો ફેરફાર આપણી ગુજરાતી વસ્તીની રીતભાતને અનુસરતો છે. તેમાંનો વિષય સ્ત્રી વર્ગને અતિ ઉપયોગી છે. એ પુસ્તક બાલાઓને તેમજ મોટી સ્ત્રીઓને વાંચવા લાયક છે. તે મધે દર્શાવેલી નીતિની નકલ કરવાથી વાંચનાર પોતે અને પોતાના કુટુંબને સુખી કરી શકે તેમ છે. આવાં પુસ્તકોની પ્રસિદ્ધી થવાની

અવશ્ય જરૂર છે, કારણ કે તે થયા વિના સ્ત્રી કેળવણીને જોઇતું ઉત્તેજન મળી શકે તેમ નથી. આ પુસ્તક આશ્રય આપવા લાયકનું છે.

**ભાઈશંકર નાનાભાઈ.**
(મુંબઇ હાઇ કોર્ટના સોલીસીટર.)

---

ગુજરાતી ભાષામાં સ્ત્રી ઉપયોગી ગ્રંથોની અતિ મોટી ખુટ છે, તેમાં "સદ્‌ગુણી વહુ" અતિ સહાયકારક ને શિક્ષણ યોગ્ય ગ્રંથ છે. એમાં ગૃહરાજ કેમ ચલાવવું, પતિ, દિયર દેરાણી, જેઠ જેઠાણી, સાસુ સસરા સાથે કેવી વર્તણુંકે વર્તવું તેનું અતિ ઉત્તમ ચિતવેધક ચિત્ર આપ્યું છે, ને વાર્તાપ્રસંગ કરૂણામય રસથી ભરપુર છે. હાલની શાળામાં ગૃહરાજ સંબંધી કશું શિક્ષણ આપવામાં આવતું નથી, તે એટલે લગણ કે જાણે એ શિક્ષણથી રખેને કાન અપવિત્ર થઈ જાય, પણ મારો એવો અભિપ્રાય છે કે આ ગ્રંથ દરેકેદરેક શાળામાં દાખલ કરવામાં આવે તો તેના લાભો બહુ મોટા મળશે. એ ગ્રંથ સ્ત્રીવર્ગને બહુ આનંદ આપનારો થઈ પડશે તેમ માનવાને મને મોટું કારણ મળ્યું છે. બે વિદ્વાન બાઇઓને આ ગ્રંથ બતાવવામાં આવતાં તેઓએ પોતાનો ઉતમ પ્રતિનો અભિપ્રાય આપ્યોછે. ગ્રંથની શૈલી રસમય, ભાષાંતર સરળ,—પણ મરેઠીની છાયાવાળું—ને વિચાર સાદા ને ગુજરાતી સંસારને બંદબેસ્તા ઉત્તમ છે. ગ્રંથ ઉત્તેજન પાત્ર છે.

**ઇચ્છારામ સૂ. દેશાઈ.**
("ગુજરાતી"ના અધિપતિ.)

---

આ પુસ્તક વાંચી જતાં મને તેની ભાષા સેહેલી અને સ્ત્રી વર્ગને સુશિક્ષણ આપવા ધારેલો હેતુ પાર પડી શકે એવી લાગે છે. આ ગ્રંથ મૂળ બંગાલી ભાષામાં રચાયલો છે અને તેના અત્યાર સુધીમાં બે ચાર ભાષામાં ભાષાન્તર થઈ ગયાં છે, એજ એની લોકપ્રિયતા સૂચવવાને પુરતું છે. પરંતુ રૂઢિ અને દેશાચારમાં ફેરફાર હોવાથી ભાષાન્તર કરનારને અમુક પુસ્તક સ્વજાતીય જનને વાંચવાનું અનુકૂળ કરી આપવામાં કેટલોક ફેરફાર કરવાની આવશ્યકત્તા પડે છે અને પ્રસ્તુત ગ્રંથમાં તે જોઇયે તેવી રીતે થયો છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. સ્ત્રી વર્ગ-વિશેષે કરીને ગુજરાતી સ્ત્રીવર્ગનેજ વાંચવા યોગ્ય પુસ્તકો અત્યારસુધીમાં બહુ થોડાંજ પ્રસિદ્ધ થયાં છે અને આવાં પુસ્તકોને આશ્રય આપવાથીજ તેમની સંખ્યામાં ઘટિત વૃદ્ધિ થઇ શકે એમ છે; માટે સ્ત્રી-કેલવણીને ઉત્તેજન આપનાર સર્વેકોઇ જ્ઞાતાઓ આ પુસ્તક તરફ અમીદૃષ્ટિથી જોશે એવી આશા રહેછે.

**છગનલાલ હરિલાલ પંડયા.**

(બી. એ. અને મુંબઈના ડે. એજ્યુ. ઇન્સ્પેક્ટર.

---

"સદ્‌ગુણી વહુ" એ નામનો તમારી તરફથી મોકલવામાં આવેલો ગુજરાતી ભાષામાં છપાયલો ગ્રંથ મેં વાંચી જોયો છે. એ ગ્રંથ સ્ત્રીઓને વિશેષ ઉપયોગી થઇ પડે તેવો છે. પરી અને રાક્ષસો વગેરેની અદ્‌ભૂત અને અસંભવિત કહાણીને બદલે સંસારમાં ઘણુંખરૂં બનતા સાધારણ બનાવો જેમાં વર્ણવેલા એવાં એક વારતાનાં પુસ્તક પાછળ તમે જે પ્રકારનો શ્રમ કર્યો છે તે સ્તુતિપાત્ર છે. ગ્રંથની નાયકા રાધાબાઈની સહનશીળતા ખરેજ પ્રશં-

સનીય છે અને તેનું અનુકરણ કરવું જેમને ઘટિત, તેઓ જો તે અંતઃકરણથી કરે તો ઘરઘરમાં દ્રષ્ટિએ પડતા ક્લેશકંકાશને બદલે તેમાં શાંતિ વાસ કરે એમાં સંશય નથી. * * તમારા ગ્રંથની ભાષા સરળ અને રસિક છે તેમજ તેમાં બોધ સારો સમાયલો હોવાથી ગુર્જર પ્રજા તરફથી તમને યોગ્ય આશ્રય મળશે એમ ધારૂં છું,

**સવિતાનારાયણ ગણપતિનારાયણ.**



# પ્રસ્તાવના.



સ્ત્રી કેળવણીનો પ્રચાર હાલ એટલો તો થઇ રહ્યો છે કે તે વિષે અત્રે વિશેષ લખવાની જરૂર જણાતી નથી. સ્વદેશસુધારાના મુખ્ય સાધનો કયા કયા, એ વિષે કદાચ મતભેદ ઉત્પન્ન થાય તેમાં નવાઇ નથી; પરંતુ આજકાલ સુધારાના શિખરપર જઇ પહોંચેલા રાજ્યના ઇતિહાસનું જ્ઞાન જરા પણ અવગત થઈ, જેઓની બુદ્ધિ પ્રગલ્ભ થયેલી છે, તેઓના વિચારો સ્ત્રીકેળવણી વિષે બહુધા એકસરખા જોવામાં આવેછે; અને તે સહવાસથી એટલા તો ફેલાયલા છે કે જુના વિચારના લોકોને પણ સ્ત્રીકેળવણી અત્યારે કેવળ પ્રિય થઇ પડી છે. જોકે આજની શાળામાં અપાતી સ્ત્રીકેળવણીનું ધોરણ સ્વદેશની સ્થિતિને અનુસરતું નથી તેથી તેમાં ઘટતો ફેરફાર થવો જોઇયે, એમ કેટલાક વિદ્વાનોનું માનવું છે અને મારો મત પણ તેવોજ છે; તથાપિ તેથી સ્ત્રીશિક્ષણના મહત્વમાં ઘટાડો થતો નથી. માત્ર સ્ત્રીશિક્ષણનું ધોરણ બદલાવું જોઇયે, એજ મુખ્ય ને અગત્યની વાત છે.

ઘરસંસારને ઉપયોગી થઇ પડે એવી એક વાર્ત્તા રચવાનો ઘણા દહાડા થયા મારો વિચાર હતો, તેવામાં **પંડિત શિવનાથ શાસ્ત્રી, એમ. એ.** ના બંગાળી ભાષામાં રચેલા "મેજોબાઉ" નામના પુસ્તક-

ના આધારે મરાઠીમાં રચાયલા મી૦ ભાનુ કેશવ ગાંગનાઇકના **વધુદર્પણમાલા** નામના ગ્રંથો પૈકી "સદ્ગુણી સૂન" નામનું વાર્ત્તારૂપ પુસ્તક મારા જોવામાં આવ્યું. એ પુસ્તકમાં સ્વામિ સેવા, બાલકોનું લાલનપાલન, કુટુંબપરની અપૂર્વ મમતા, ઇત્યાદિ ઘરસંસારને લગતા—સ્ત્રીઉપયોગી એક નહીં પણ અનેક વિષયો એવા તો અસરકારક અને બોધદાયક રીતે વર્ણવ્યા છે કે તે વાંચતાંવાર તેનું ભાષાન્તર કરવાને હું અત્યાતુર થયો. આજ સુધી આપણી ગુર્જર ભાષામાં એ ઢબનું એક પણ વાર્ત્તારૂપ પુસ્તક મારા જોવામાં આવ્યું નથી, અને એથી વધારે તો શું બની શકે ? પરંતુ એવા એક ઉપયોગી પુસ્તકનું ભાષાન્તર સ્વદેશ સેવામાં સમર્પણ કરી હું અત્યાનંદ પામુંછું.

મી૦ ગાંગનાઇકનું મરાઠી પુસ્તક "ડેક્કન્ વનાક્યુલર ટ્રાન્સલેશન સોસૈટી"એ પસંદ કરી તેને ઘણી સારી મદદ આપી છે, પુષ્કળ વિદ્વાનોએ તેના વિષે ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે, અને મુંબઇ સરકારના સેક્રેટરી સાહેબ **સર ડબલ્યુ. વેડર્નબર્ન** જેવા સમર્થ અંગ્રેજ વિદ્વાને પણ એ પુસ્તકની કદર બુજવાને મણા રાખી નથી; તો પછી તેનુંજ આ ગુજરાતી ભાષાન્તર ગુર્જર પ્રજામાં પ્રિય થાય, એટલે મૂળ ગ્રંથકર્ત્તાનો, તેના ભાષાંત્તરકર્ત્તાનો અને મારો શ્રમ સુમાર્ગે પડયો એમ માની પરમસંતોષ પામીશ.

મી૦ ગાંગનાઇકે ઉદારવૃત્તિથી પોતાના પુસ્તકનું ભાષાન્તર કરવાનો મને હક આપ્યો છે અને તેથી તે-

મના આભારનો બદલો વાળવા, આ પુસ્તક સાથે તેઓનું પવિત્ર નામ જોડી રાખવાને હું વિસરી જતો નથી. આ પુસ્તક ગુજરાતીમાં પૂર્ણ રચાઈ રહ્યા બાદ, તે આપણા કેટલાક પ્રખ્યાત ગુર્જર વિદ્વાનોને બતાવવામાં આવ્યું અને તેઓએ તેના વિષે પોતાનો કિમતી અભિપ્રાય આપી, મારી શાંતવૃત્તિને સતેજ ને ઉત્કંઠિત બનાવી, તેથી તેઓનો હું અતિ ઓશિંગણ થાઉં છુ.

અને વળી સર દીનશાહજી માણેકજી પીટીટ, સર મંગળદાસ નથુભાઈ, શેઠ રૂપસિંહ મથુરાદાસ લવજી, શેઠ ગોવર્દ્ધનદાસ ખટાઉ મકનજી, રા૦ રા૦ ભાઇશંકર નાનાભાઈ, રા૦ રા૦ ગોકુળદાસ કહાનદાસ પારેખ અને શેઠ ત્રીભોવનદાસ હરખચંદ શાહુકારે આ ગ્રંથને યોગ્ય આશ્રય આપી મને અતિ આભારી કીધો છે.

મુંબઇ—ગીરગામ<br>ઠાકુરદ્વાર રોડ.<br>તા૦ ૧૦—૩—૯૭

**વનમાળી લાધા મોદી**

# સદ્‌ગુણીવહુ.

## પ્રકરણ પહેલું.

મુંબઇની ઉત્તરે સુમારે પોણોસો કોશપર ગાયકવાડ સરકારનું નવસારી નામનું ગામ છે. ત્યાં માહાદેવભટ નામનો એક કથા પુરાણ વાંચનાર બ્રાહ્મણ રહેતો હતો. તેને ચાર પુત્ર અને બે કન્યા હતી. પેહેલા પુત્રનું નામ હરીરામ, બીજાનું નામ પુરૂષોતમ, ત્રીજાનું નામ પરમાનંદ અને ચોથાનું નામ દયારામ; તેમજ કન્યાઓનાં નામો મથુરી અને ગોદાવરી એવાં હતાં. હરીરામે કેટલાક દિવસ સુધી એક શાસ્ત્રી પાસે જુના રીવાજ પ્રમાણે વ્યાકરણ શાસ્ત્રનું અધ્યયન કર્યું હતું, પરંતુ આગળ જતાં ખરાબ સોબતને લીધે તેણે અભ્યાસ કરવો તજી દીધો. અને મોજશોખ ને ચેનબાજી તેને ગમવા લાગી. આ વખતે ગામના મજમુદારને ત્યાં નામુંઠામું લખીને તથા બીજી કંઇ ખટપટ કરીને તે દર મહિને વીશ પચીશ રૂપીઆ મેળવવા લાગ્યો. બીજો પુરૂષોતમ ઘણોજ બુદ્ધિમાન હતો; તેણે હાઇસ્કુલમાં અંગ્રેજી અભ્યાસ ઉત્તમ રીતે કર્યો અને પ્રવેશક પરિક્ષામાં પાસ થવાથી તેને સ્કાલરશીપ મળી, તેથી તે પોતાનો અભ્યાસ આગળ વધારવા સારૂ મુંબઇ રહીને એલ્‌ફિન્સ્ટન્‌ કૉલેજમાં જવા લાગ્યો. ત્યાં એફ૦ એ૦ ની પરિક્ષામાં પાસ થવાથી આ વર્ષે તે બી૦ એ૦ ની પરિક્ષામાં બેસવાની તૈયારી કરતો હતો. ત્રીજા

# ૨

ચિરંજીવ પરમાનંદે બે વાર પ્રવેશક પરિક્ષામાં નાપાસ થવાથી પોતાનો અભ્યાસ છોડયો. વચમાં રહીરહીને વળી બાપના કડવા વચનોથી, સ્ત્રીનાં મેણાટોણાથી અને પુરૂષોત્તમની ધમકાવણીથી તે વખતોવખત નોકરી મેળવવા માટે મુંબઇ આવતો જતો હતો, તથાપિ તેના મનનો હેતુ ઘરના માણસોના સમજવામાં આવતો નહોતો. મુંબઇ બે ચાર દહાડા અહીંતહીં ભટકીને નોકરી નહીં મળવાથી વિલે મુખડે પાછો આવતો હતો. સૌથી નાનો છોકરો દયારામ, એ મુંબઇની એક સ્કુલમાં ઇંગ્રેજી પાંચમું ધોરણ શીખતો હતો અને પુરૂષોતમની મદદથી તેનો અભ્યાસ ઘણોજ ઉત્તમ રીતે ચાલતો હતો. તેના વિષે અહીંયા અધિક કહેવાની જરૂર નથી.

પ્રિય વાચક બેહેનો ! આ પુસ્તક જેમ જેમ લક્ષ રાખીને વાંચશો તેમ તેમ-ઉત્તરોત્તર કુટુંબની બીજી સ્ત્રીયોથી તમે માહિતગાર થતા જશો. ઘરની મુખ્ય ધણિયાણી અવલ, મહાદેવભટનાં પત્નિ, અને મથુરી ને ગોદાવરી, તે તેની બંને કન્યા, તેનોપણ સહવાસ તમને આગળ જતાં થશે. મોટી કન્યા મથુરી ઉમરમાં નવ દસ વર્ષની થયા પછી તેનો વિવાહ એક શ્રીમંત વર સાથે થયો. ત્યારબાદ તે યોગ્ય ઊમરે પ્હોંચવાથી જો કે તેને વધારે વખત પિયરમાં રહેવાની સગવડ નહોતી, તો પણ તેને વરસ છ મહિનાને અંતરે આણું વાળીને બોલાવવામાં આવતી હતી. એ શિવાય મહાદેવભટના કુટુંબમાં બાળગોપાળ મળીને બહુ માણસો હતાં—તેનો પણ આ ઠેકાણે થોડો ઉલ્લેખ કરવો જોઇયે. હરીરામને વિજળી અને ગંગા નામની બે કન્યા તથા ગોપાળ નામનો એક છોકરો હતો. પરમાનંદને માત્ર એક કન્યાજ હતી; તેનું નામ કાંઇ એક નહોતું. મોટીમાએ, તેનાં બાવડી, બબલી, ફીકી, સોની એવાં અનેક લાડકાં નામ પાડયાં હતાં. એ

શિવાય બે દુજતી ગાય, એક શિવની પથ્થર-પિંડી, (લીંગ) એક સંગેમરમર પથ્થરના ગણપતિ, અને ગોદાવરીએ પાળેલી મની નામની બિલાડી પણ હતી.

આ ઠેકાણે વિશેષ કહેવાનું એટલુંજ કે વૈશાક મહિનાની આખરે ઉનાળાની રજામાં એક દહાડો પુરૂષોતમ મુંબઈથી બપોરના ત્રણ વાગે ઘેર આવ્યો. સ્નાન કરી જમવા ખાવાનું પુરૂં થતાં તે સાથે દિવસ પણ પુરો થયો. સાંજના ગામના મિત્રમંડળને મળવા ગયો અને ત્યાંથી તે બે ત્રણ કલાક રાત્ર ગયા પછી પાછો ઘેર આવ્યો. અહીં પુરૂષોત્તમની પત્નિ રાધાગવરી, ઘરના કામકાજથી જલદી જલદી પરવારતી હતી. તે દહાડે ત્રણ વાગ્યા પછી તેને એક પ્રકારનો વિલક્ષણ આનંદ ઉપજ્યો. આ આનંદ છુપાવવા માટે તેણે પોતાથી બની શકે તેટલો પ્રયત્ન કર્યો પણ તે પાર પડયો નહી. તેના ચાલવાનું ઠમકું, મુખપર છવાયલી આનંદની ટવટવી, હસતું મ્હોડું, અને મધુર-મનોહર વાણી ઇત્યાદી બાબતોથી તેના અંતઃકરણનો ભાવ સ્પષ્ટ જણાઈ આવતો હતો; પરંતુ એ જોઇને તેની સાસુને ઠીક લાગ્યું નહી! રાધાવહુનો રંગ જોઇ અવલસાસુ કપાળની કરકચલી વાળી, ગાલ ફુલાવી, તોબરો ચઢાવી ચમત્કારિક થઈ રહ્યાં હતાં !!

અહીંયાં પુરૂષોત્તમે રાધાગવરીના ઓરડામાં જઈને ત્યાં તેની ઘણી રાહ જોઈ, પણ છેલે તે આવી નહી ત્યારે વખત કાઢવાના હેતુથી તે રાધાગવરીની ખુરસીપર બેસી ભીંતમાં પગ ભરાવી લ્હેરમાં ડોલવા લાગ્યો; ઘડીમાં તેના કલમદાનમાંથી પેનસીલ અને લેખણ લઈ ઉરાડી ઝીલવા માંડે, તો ઘડીમાં તેની નોટબુકનાં પાનાં ફેરવવા લાગે; અને એમ કરતાં તેમાં કોઇ કોઇ પાનું અરધુંજ લખેલું અને કોઈ પાનું મનોરંજન ગીતથી ચિત્રેલું નિહા-

ળી મનમાંને મનમાં હસે; એમ અનેક ચેનચાળા કરતો તે ત્યાં બેઠો છે. બ્રાહ્મણની વહુ અને વળી તેના ઓરડામાં ટેબલ ખુરસી કયાંથી ? એ બાબત કદાચ વાંચનારને નવાઇ લાગશે. પરંતુ રાધાગવરીને અંગે ત્રણ મોટા દોષ હતા. તેનો પેહલો દોષ એ કે તે ઘણીજ સ્વચ્છતાથી રહેતી હતી; તેના ઘરની જોકે માટીની ભીંતો હતી તોપણ તે અંદરથી એવી તો સ્વચ્છ અને વ્યવસ્થિત રાખતી હતી કે તે જોવાની કોઇને પણ સેહેજ ઇચ્છા થાય. રાધાનાં ચોળી સાડલો નિરખિયે તો તે સ્વચ્છ, તેના ઓઢવા પાથરવાનાં કપડાં સ્વચ્છ અને રસોડાંના મસોતાં (ચીથરાં) પણ સ્વચ્છજ; સારાંશ તેનું જે કામ નિહાળિયે તે સ્વચ્છ અને ટાપટીપવાળું માલુમ પડતું હતું અને એટલા માટે ઘણું કરીને ઘણા લોકો તેને "વેવલી વહુ" કહીને તથા કેટલાક તો "રંગીલી રાધે" કીંવા "મડમ સાહેબ" એવા નામથી બોલાવીને તેને વિનોદથી હાક મારતા હતા. "વેવલી વહુનું ઘર" એ નામથી તેનું ઘર આખા ગામમાં પ્રસિદ્ધ થઇ રહ્યું હતું. પડોશનાં ગામડાની બાઈઓ આ ગામમાં આવે ત્યારે "તમારી વેવલી વહુનું ઘર કયાં છે?" એમ પુછીને રાધાગવરીનું ઘર તેઓ પ્રથમ જોવાં જતી હતી. ગામની સ્ત્રીઓ પણ પોતાનું નાનું બાળક રડવા લાગ્યું એટલે "કીકા છાનો રહે, ચાલ આપણે વેવલી વહુનું ઘર જોવા જઇયે," એમ બોલીને તેને ફોસલાવી પટાવી છાની રાખતી હતી. રાધાનો બીજો દોષ એકે તેને લખવા વાંચવાનો ઘણો શોખ હતો. લગ્ન થયા અગાઉ તેણે બાપને ઘેર ગુજરાતી ભાષાનો અભ્યાસ સારી રીતે કર્યો હતો અને લગ્ન થયા પછી પણ પુરૂષોત્તમના સહવાસથી દસ બાર વર્ષમાં તેણે પોતાની પુષ્કળ સુધારણા કરી લીધી હતી; તેનો ત્રીજો દોષ એ હતો કે તેનો બાપ મોટો શ્રીમંત હતો, અહીં

આપણી વાંચનારી ભોળી બ્હેનો સ્હેજ વિચારશે કે તેમાં રાધાગવરીનો દોષ શાનો? બ્હેનો, જો એ દોષ તેનો ન હોય તો પછી તેની સાસુ તેના પર એટલી તરફેડો શા માટે કરતી હશે અને તેને "પૈસા-દારનું પુતળું" એમ બોલીને નાનાપ્રકારનાં મેંણાટોણા કાં મારતી હશે? આ ઉપરથી તે તેનો દોષ કેમ ન ગણવો? આ ગુણો શિવાય તેનામાં બીજા પુષ્કળ ગુણો હતા.

અહીં આપણો પુરૂષોત્તમ તેની રાહ જોઇ જોઇને થાક્યો, અને રાધાનું પ્રફુલ્લિત મુખકમલ દૃષ્ટિગોચર થવાની આશાથી તે ચાતક પક્ષીની પેઠે રસોડા તરફ મીટ માંડીને બેઠો હતો. વચમાં વચમાં તેને એવી પણ ઇચ્છા થતી કે એકદમ રસોડામાં જઇને રાધાને ખેંચી આણવી, પણ વિચાર દૃષ્ટિએ જોતાં "અરે આ કેવી મૂર્ખાઇ! કેવો અ-વિચાર!" એમ સમજીને તે રાહ જોતો મુંગે મ્હોંડે બેસી રહ્યો.

અહીં રાધાગવરી પોતાની જેઠાણી શામકુંવરને જમવાનો આગ્રહ કરતી હતી અને હઠીલા ગોપાળને પણ દુધ પીવરાવવા "ભાઈ બાપા" કહીને પટાવતી હતી. સાસુને અને શામકુંવરને મુદલ બનતું નહોતું. સંધ્યાકાળે કંઇ નજીવા કારણ ઉપરથી સાસુએ તેનાપર કઠોર શબ્દ અને ગાળોનો વરસાદ વરસાવ્યો હતો, તેથી તેને ગુસ્સો ચઢયો હતો એટલુંજ નહીં પણ તોબરાં જેવું મ્હોં ચઢાવી પોતાના ઓરડામાં જઈ જમીનપર આડેધડ પડી હતી. અત્યારે ત્યાં રાધાગવરી જઈ અનેક પ્રકારે તેને સમજાવતી હતી. સાસુ ઘરની પરશાળમાં અહીંથી તહીં અને તહીંથી અહીં ફરીને આ સર્વ પ્રકાર આડી નજરે જોતી હતી. અને તેથીજ તેના દેખતાં રાધાગવરીને પોતાના પતિ પાસે જવા હીમત થતી નહોતી. આખરે સાસુજીના

પગલાં જ્યારે તેના સુવાના ઓરડામાં પડયાં ત્યારે અહીં રાધાગવરી હાથમાં દીવો લઈ, સાડી સંકોરતી સંકોરતી પોતાના સુવાના ઓરડા તરફ ચાલી. ઓરડાના બારણામાં જતાંજ તેણે સલજ્જ દૃષ્ટિથી હળુજ પુરૂષોત્તમ તરફ જોયું. બંનેની નજરો નજર થતાંજ પરસ્પર હર્ષ ઉત્પન્ન થઇ હસવું આવ્યું "આવો, બેસો; આવ્યા તે ઠીક થયું" ઈત્યાદિ આગતા સ્વાગતાને વખતે સન્માનસૂચક શબ્દો આપણે જે.બોલિયે છિયે તે પૈકી એક પણ શબ્દ આ પ્રસંગે તેઓ બંને બોલ્યાં નહીં. માત્ર તેઓના મ્હોંડાં મળકયાં. પણ તેથી તે બંનેની થયેલી સ્થિતિ અને ઊપજેલા આનંદનું વર્ણન કોઇથી પણ કરી શકાશે શું?

પછી પુરૂષોતમે રાધાગવરીને મોટા પ્રેમથી પોતાની જોડમાં બેસાડી, અને કહ્યું,—"હું આજ ઘણે દહાડે ઘેર આવ્યો માટેજ આવવાને આટલો વખત લાગ્યો કાં?

રાધા૦—આપનાં માતુશ્રીનું એવું કરવું તેમાં મારો શો ઈલાજ વારૂ? તેના દેખ[illegible]ં આપની પાસે મારાથી કેમ આવી શકાય?

પુરૂ૦—કાં આવવાને શું થયું? જો આવી હોત તો શું તે તને મારત કે ખાત?

રાધા૦—તેમ નહીં. જેઠાણી આજ જમતાં નહોતાં તેથી હું તેને જમવાનો આગ્રહ કરતી હતી અને તેથીજ જરા વધારે વખત લાગ્યો.

પુરૂ૦—તે શામાટે જમતી નહોતી? શું તેનાપર કોઇ ગુસ્સે થયું હતું?

રાધા૦—હા, હમણાજ સાંજે તેને સાસુજીએ સેહેજ ગાળો ભાંડી હતી.

પુરૂ૦—આહાહા! માને મેં કેટલીવાર કહ્યું પણ તેનું જે મૂવેલું છે તે છેજ! એતો રહ્યું; કહો કે માનો તો

એવો સ્વભાવ પડયો, પણ ભાભી ક્યાં એનાથી ઉતરે એવાં છે? અને પછી કેહેનારે તે કેટલું અને શું કહેવું?

રાધા૦–હશે, તે હવે રહેવાદ્યો–તે દરરોજનું પીંજણુ છેજ; પણ આપને આજ ઘણો શ્રમ પડયો હશે નહીં?

પુરૂ૦–હા, તેવું ખરૂં; પણ તારૂં ચંદ્ર સ્વરૂપી મુખડું નિહાળતાંજ જે શ્રમ પડયો હતો તેના તમામ થાકનો નાશ થયો છે.

રાધા૦–(હસીને) શું આ નવાઈ જેવું આપનું બોલવું! વારૂ, પણ આ વખતે આપ એવા ક્ષીણ કાં દેખાઓ છો?

પુરૂ૦–ક્ષીણ શાનો? પરીક્ષાના દિવસ હતા કે નહીં? અને જરા વધારે શ્રમ કરવો પડતો હતો; પણ તું એવી કેવળ ક્ષીણ શાથી થઇ?

રાધા૦–શું હું આપને ક્ષીણ દેખાઉં છું? હશે, પણ અગાઉ મને મારા પિયરના સમાચાર પુછવાદ્યો. મારા ભાઇને હમણા આપે જોયો હતો?

પુરૂ૦–હા; અહીં આવ્યાની પૂર્વે ત્રણ દહાડા અગાઉ હું તેને ઘેર ગયો હતો અને આજે પ્રભાતમાં તેઓ પણ મારી પાસે આવ્યા હતા. તારા પિયરનાં સર્વ માણસો સુખી અને સારાં છે.

રાધા૦–તો પછી ઘણા દિવસ થયા છતાં તેમના તરફથી પત્ર કાં આવ્યો નહીં?

આ પ્રમાણે બંને પરસ્પર વાતચિત કરે છે એટલામાં ગોપાળ રડતો સંભળાયો. રાધાગવરી હમણાજ તેને સુવાડીને આવી હતી, તેટલામાં ફરીને જાગૃત થઈ, "મા, મા" એમ બુમ મારવા ને રડવા લાગ્યો, પણ રીસાયલાં શામકુંવર ગુસ્સામાં હોવાથી તેણે મુદ્દલ જવાબ આપ્યો નહીં; અને છેલે ગોપાળ રડતો રડતો ઓરડાની બાહાર આવ્યો.

પુરૂ૦–(કાન દઈને) ગોપાળ બાહાર આવીને ર-ડતો હોય એમ જણાય છે.

રાધા૦–હા, તેમ સંભળાય છે ખરૂં; પણ તેને હું હમણાજ સુવાડી આવી હતી, એટલામાં તે ઉઠયો પણ કેમ?

પુરૂ૦–ચાલ ત્યારે આપણે જઈને ગોપાળને લઇ આવિયે અને તેની માને પણ મનાવી જોઇયે. મુળમાં તે ગર્ભવંતી છે એમ તું કહે છે અને તેમાં આવા રૂસણા રૂદણા ને લાંઘણ કરવી ઠીક નહીં.

પછી તેઓ બંને શામકુંવરના ઓરડામાં ગયાં; ત્યાં સુધી તેનો વર હુરીરામ ઘેર આવ્યો નહોતો. રાધાગવરીએ ગોપાળને ઉચકી લઇ ચુંબન લીધું અને તેની સાથે કાલા કાલા મધુર શબ્દો બોલી, ફોસલાવી પટાવી તેને તે છાનો રાખવા લાગી. થોડીવારે ગોપાળ કાકીના ખભાપર માથું ટેકાવીને ઉંઘાઇ ગયો. શામકુંવર સાડલાનો છેડો મ્હોંપર ઓઢીને ભોંયપર પડી હતી, ને તેના મ્હોંપરનો બુરખો રાધાગવરીએ ખેંચી લઇને કહ્યું,–"ભાભીજી ઉઠો, એમ શું કરોછો? જુઓ તમોને મળવા તેઓ પોતે અહીં આવ્યા છે" ત્યારે સેહજ શામકુંવરે હળુંજ આંખો ઉઘાડી પુરૂષોતમ તરફ નિહાળ્યું અને પુનઃ પ્રથમ પ્રમાણેજ મ્હોંપર બુરખો ઓઢીને જેમનીતેમ સુઇ રહી.

પુરૂ૦–ભાભી એમ શું વારૂં? શું આવીજ મારા પર તારી પ્રીતિ કે! આજ આટલે દહાડે હું ઘેર આવ્યો અને તું એક શબ્દથી પણ મને બોલાવતી નથી, તો તને કહેવું શું?

પુરૂષોતમે એમ બોલતાંજ તેણે મ્હોંપરનો પાલવ (છેડો) ખસેડયો ખરો, તથાપિ ડોળા ઉઘાડયા નહી. એ જોઇ પુરૂષોતમને તથા રાધાબઈગવરીને બેહદ હસવું આવ્યું.

આખરે બેઉએ શામકુંવરને અતિ આગ્રહ અને કાલાંવાલાં કરીને ઉઠાડી ત્યારે તેની સાડીને જમીનપરનો પુષ્કળ કચરો ને માટી લાગી હતી !

શામકુંવરને ઉઠાડયા અગાઉજ તેના માન અને જઠરાગ્નિ—એ બંનેમાં તુમુલ યુદ્ધ થઇને ઘણોખરો માનનો પરાભવ થયો હતો. તેથી તેના વધારે કાલાંવાલાં કરવા પડયાં નહીં. પ્રથમ તેણે થોડું અંગ મરડયું—આળસ ખાધું, પણ પછીથી તે ટટાર ઉભી રહીને તેઓની પાછળ રસોડામાં ગઈ, ત્યાં ગુપચુપ પાટલાપર બેઠી અને પીરસ્યા બરોબર જપોજપ જમવા લાગી. જલદીથીજ હળવે હળવે ભાતદાળનો ગંજ તેની સામેથી હતો નહતો થયો. જમતાં જમતાં તેના પ્રથમના ગુસ્સાનો નાશ થતો ગયો અને દિયર સાથે તેનું સંભાષણ પણ ચાલું થયું. પ્રથમ પોતાનાં ધણી તથા સાસુજીની વર્ત્તણુંકની વાતો નિકળી અને છેલે દિયરજીની સ્તુતિ થવા લાગી. તે બોલી,— "મારાં લગ્ન વખતે દિયરજી, તમે ચાર પાંચ વરસના હતા ત્યારે 'ભાભી મને ખાવા આપ,' એમ બોલી પાલવ પકડી તમેજ મને ખેંચતા હતા ! કહાણિયો સાંભળવાનો દિયરજી તમોને ઘણો છંદ હતો અને તેમાં—તોતડી વહુઓનો વર, લાલજી મણિયાર અને ભીખા ભુખરૂબારસની કહાણિયો,તમોને સાંભળવી બહુ ગમતી હતી. તે સાંભળવા સારૂ કદી કદી મધ્યાન્હરાત્રી પર્યંત તમે મારા ઓરડામાં બેસતા, અને ઉંઘ આવવાની થઈ એટલે સાસુજીના ઓરડામાં તમને હું પહોંચાડતી હતી." એવી નાનપણની વાતો પણ નીકળી. સારાંશ, જમ્યા પછી શામકુંવરનો ગુસ્સો શાંત થયો, અને પછી કેટલીક વારે તે પોતાના ઓરડામાં ગઇ તથા પેલાં પુરૂષ પત્નિ પણ પોતાના સુવાના ઓરડામાં જઇ રહ્યાં.

# પ્રકરણ બીજું.

બીજે દહાડે બપોરનું જમવા ખાવાનું પુરૂં થયું. રાધાગવરીએ પોતાના નિત્યના નિયમ પ્રમાણે થોડી નિદ્રા લીધી, અને જોડમાં મથુરી ઉંઘાયલી હતી, તેને પણ ઉઠાડી. અહીંયાં આજુબાજુના છોકરાંઓએ રાધાગવરીના ઓરડામાં બેસી સોગઠાબાજીનો ડાવ માંડયો અને રમવાની શરૂઆત કરી. "તુટીચાર, બે ઘણાં" ઇત્યાદિ દાવ નાંખીને તેઓ એવાતો મોટેથી આરડતાં, હસતાં અને જય મેળવી રંગમાં આવી કીકીયારીયો અને તાળીયો પાડત કે રાધાગવરીને તેની મુદ્દલ માહીતી નહીં હોવાથી તે કશું સમજી શકતી નહોતી. તેના ઓરડામાં બેસીને ખેળવા રમવાની ઘરનાં તમામ છોકરાંને નિત્યની ટેવ પડી રહી હતી. અને તેઓ જ્યારે જ્યારે રમત માંડતા ત્યારે ત્યારે રાધાગવરી ઓરડામાં એક બાજુએ બેસીને વાંચતી કીંવા લખતી હતી અને વચમાં વચમાં વિનોદને ખાતર તેઓની ઠઠા મશ્કરી પણ કરવાને વિસરતી નહોતી. તે દહાડે છોકરાંઓ રોજની પ્રમાણે ખેળતાં હતાં, એટલામાં માત્ર અવલસાસુ ઉઠયાનો અવાજ તેઓના સાંભળવામાં આવ્યો કે તુરત સોગઠાબાજી શેતરંજીની નીચે છુપાવી તેઓ તમામ પોતપોતાના ઓરડામાં નાહાસી ગયાં. ગોદાવરી કેશ સમારવા માટે રાધાગવરીના મ્હોં આગળ આવીને બેઠી. જસોદાવહુ કેડપર ગાગર અને શિરપર હાંડો લઈને પાણી ભરવા નિકળી. રાધાવહુએ સાવરણી હાથમાં લઈને સાસુજીના ઓરડામાંથી કચરોપુંજો કાઢવાનો આરંભ કર્યો અને શામકુંવર તો પોતાના ઓરડા તરફજ ચાલતી થઈ.

એટલામાં ગોપાળ રડતો આવ્યો. ગોપાળ વયમાં સુમારે બે વર્ષનો હતો. અને વર્ણમાં કાળો ને અંગે દુલદુલિત હતો.

એટલા માટે દાદાએ હુલામણાનું નામ 'બાલ ગોપાળ-કૃષ્ણ ગોપાળ' એવું રાખ્યું હતું. ગોપાળના ગળામાં તેના દાદાએ પોતાના પદરના ખર્ચથી એક શ્રીનામી ને તાવિતવાળું માદળિયું કરાવી લટકાવ્યું હતું, રાધાવહુએ હાથમાં કલ્લાં કરાવ્યાં હતાં, અને મોટીમાએ કમરમાં કેડદોરો પેહેરાવ્યો હતો. કૃષ્ણગોપાળની વાત શું વિચારવી? તે સ્વભાવે પડયો કેવળ શાંત! તેના હાથમાં કાચુંકોરું ખાવાને માટે એક વાટકી અને એક નેતરની છડી હમેશાં રહેતી; અને વિજળી, ગંગા, માતા, કાકી ઇત્યાદિ પૈકી કોઇ પણ પાસે આવ્યું કે છમદઇને તે તેઓની પીઠપર લગાવી કાલુડો ગોપાળ ખડખડ હસી પડતો તથાપિ તેનો એ લાડકવાયો માર સર્વેકોને મીઠો ને પ્રિય લાગતો હતો; તેને માટે કદી પણ કોઈ કુરકુરતું નહોતું. ગોપાળને એક જ ગાળ દેતાં આવડતી હતી. તેના મનજોગ કાંઇ વાત કોઇના તરફથી બની નહીં આવી એટલે તુરત તે તેને 'સોદા' કહેતો. મોટીમાએ તેને લાડમાં રોજ એ નામથી બોલાવી બોલાવીને તે ગાળ દેવાની ટેવ પાડી હતી. ગોપાળનો પોષાક તપાસીએ તો માત્ર ઉપર કહેલાં દાગીના, બાકી એ અલંકારો શિવાય ઘણુંકરીને આઠે પહોર અબધુત નાગો રહેતો હતો. કદી ભાઈબાપુ કરીને અંગમાં ઝભલું પહેરાવ્યું તો તે ઘડીમાં કહાડીને આઘું અવળું ફેંકી દેતો, કીંવા કોઈ વખતે ભાઇ સાહેબની પોતાની જ ઝભલું પેહેરવાની તબીયત લાગી તો "મા મને જભડૂ" એવી અમસ્થી હઠ લઇને એક સરખો રડતો બેસતો. એક લાવી આપ્યું એટલે "એ નઇ મને મોતું-મને નાલ" એવી હઠ લેતો, પણ હાથમાંની છડી ક્ષણવાર વીલી મુકતો નહતો. રાધાગવરી કંઇ કામ કરતી હોય ત્યારે તે "કૃષ્ણ ગોપાળ બાપુગોપાળ"એમ હાક મારીને પ્રેમથી પોતાની પાસે બોલાવતી

હતી, પણ લાડકવાયો ગોપાળ સાંભળે શાનો? તેણે તો ઠેઠ મો-
ટીમાના ઓરડામાં જઇ એ ડોસીને શોધી કહાડવી અને
તેના બંને ઘુંટણની વચે ભરાઇને સાડલાંમાં વીંટળાઈ વ-
ળવું. એ પ્રમાણે તેનો મોટી મા પર અને મોટી માનો તે
નાપર અતિ પ્રેમ હતો. તે દહાડે હમેશ પ્રમાણે ગોપાળ
મોટી મા પાસે ઝભલું માગવા ગયો, પણ આગલા દિવસ-
ના તેની માપરના ગુસાને લીધે તેનો હાથ તરછોડી "ચ-
લ રડયા ચાલતો થા, મારી પાસે શા માટે આવ્યો-જા તા-
રી જે હોય તેની પાસે માગ;" એમ બોલી તેણે તેને
કહાડી મુક્યો. ગોપાળ રડતો રડતો પાછો પોતાની મા
પાસે આવ્યો અને તેની સાડીને ઘુંટણથી બાથ ભીડી.
શામકુંવર પણ તે દહાડે ગુસામાંજ હતી. તેણે ગોપાળ
પાસે આવતા વાર "વડાનું તેલ વેગંણપર" એ કહેવત
પ્રમાણે એના નાજુક શરીરને એવું તો ઝોડી કહાડયું કે
કંઇ બોલવાની વાત નહીં. આ રીતે સેંકડો કોમળ અને
અજ્ઞાન બાળકો તેનાં માબાપનો માર ખાતાં હશે. વાંચનાર
બેહેનો! તમે બીજાપરનો રોષ નિર્દોષ બાળકના અંગ
પર કદીજ કાઢતા નહીં હો! કાલુડા ગોપાળનું આરડવું
સાંભળીને રાધાગવરી ગળગળી થઈ ગઇ. તેણે દોડતી આ-
વીને તેને ઉચકી લઈ છાતી સરસો દાબ્યો અને પો-
તાના પાલવથી તેની રડતી આંખો લુંછીને મુખચુંબન
લીધું. ગોપાળે એટલો માર ખાધો તોપણ "મને કાકીમા
ઝભડું ઉં ઉં ઉં" એવો સૂર કાઢીને રડવાનું તજ્યું નહીં.

રાધા૦-(તેને પટાવીને) છાનો; બાપુ, છાનો ગો-
પાળ છાનો રહે, મારા કીકાને લાલ રંગનું ખાસ્સુ મજા-
નું એક નવું ઝભલું શીવી આપીશ.

ગોપાળે આંગળીની ઇસારતથી પોતાને દરવાજા
તરફ લઇ જવાને જણાવ્યું, ત્યારે રાધાગવરી દરવાજા

બહારના ઓટલાપર તેને લઇ ગઇ અને જુએ છે તો પડોશના ઘેરમાં કોઇ મુંબઇની ફેરીવાળો બાળકોના તૈયાર ઝભલાં, ટોપીયો અને રમકડાં આદિ સામાન વેચે છે, અને તેની આસપાસ પુષ્કળ સ્ત્રી બાળકો વીંટળાઇ વળ્યાં છે. પોતાના બાળકને માટે કોઇ ઝભલું, કોઇ ટોપી, કોઈ રમકડું એવી તરેહવાર વસ્તુ રોકડા પૈસા કીંવા અનાજ આપીને ખરીદે છે, તો કોઇ અમુક વસ્તુની કીમત શી? અમુક કીમતે આપી શકે? એમ પુછે છે; કોઇ એક બીજાના કાનમાં વાતો કરેછે, તો કોઈ બળબળતી વસ્તુનો હઠ ન લેવા બાબત બાળકને સમજાવે છે. વિજળી અને ગંગા પણ આ ગર્દીમાં પથરની પેઠે તટસ્થ ઉભી રહીને મોંઢું વકાસીને ઠાલે હાઠે ગમત મેળવે છે, ઈત્યાદી દેખાવ તેની દૃષ્ટિયે પડયો અને રાધાફાફીને તે તરફ આવતાં નિહાળતાંજ પેલી છોકરીયો દોડીને તેને વળગી પડી. રાધાગવરીએ ગોપાળના હાથમાં સર્વેની અગાઉ એક લાલ રંગનું ઝભલું લઇ આપ્યું- ઝભલું હાથમાં મળતાંવાર ગોપાળ કેડમાંથી કુટદઇને નીચે ઉતર્યો અને ઝભલું હાથમાં ઝુલાવતો ઝુલાવતો તે મોટી માને બતાવવા માટે ઘર તરફ દોડતો દોડતો ચાલ્યો. રાધાગવરીએ વિજળીને તથા ગંગાને "તમોને શું જોઇયે તે કહો લઈ આપું," એમ પુછ્યું; એટલામાં જસોદાવહુ અને મથુરી પણ ત્યાં આવી પહોંચ્યાં, તેથી તેઓને માટે પણ ગજ ગજ અતલસ, ચોળી સારૂ રાધાગવરીને લઇ આપવી પડી; અને નાની દેરાણી લલિતા જોકે ત્યાં આવી નહોતી તથાપિ તેને માટે પણ તેણે એક ગજ ચોળીનું લુગડું ખરીદ કર્યું. બાળકો પોતપોતાનાં કપડાં હાથમાં લઇ આનંદથી નાચતાં કુદતાં ઘેર ગયાં. રાધાગવરીએ પોતાની પેટી ઉઘાડીને છ રૂપીઆ કહાડયા અને ફેરીવાળાનો હિસાબ ચુકતો કરી આપ્યો. અને ત્યારબાદ તે ઘરનાં કામ-

કાજે વળગી. પરંતુ તેનું એવું આચરણ અવલસાસુજીથી સહન થઇ શકયું નહીં. તેનું અદેખું હૃદય અંદરનું અંદર બળીને તલપાપડ થઈ ગયું.

સંધ્યાકાળે–દીવા થવાના વખતે મહાદેવભટ આંગણામાં પગ મુકેછે તેવામાં એકાએક રૂપાળું ઝભલું પેહેરેલો ગોપાલ દોડતો આવીને મ્હોં આગળ ઉભો રહ્યો અને કાલું ઓબડું બોલી દાદાની જોડે લાડ કરવા લાગ્યો. દાદા તેનો એ નવો પોષાક નિહાળીને આનંદિત થઇને પુછવા લાગ્યા, "ગોપાળ, ભાઈ કોણે તને આ પોષાક આપ્યો ?" ગોપાલ હાથમાંની છડી દાદાને સટ લગાવીને "માલી કાકીએ દીયું મારી કાકી વાઃ વાઃ" એમ બોલીને દાદાના પગમાં બાળરાજા તાનમાં આવીને નાચવા લાગ્યો. ગોપાળને આનંદથી ગેલ કરતો જોઇ વિજળી અને ગંગા પણ દોડતાં આવ્યાં અને તેઓ પણ "અમારી કાકીએ અપાવી હા હા, અમારી કાકીએ અપાવી" એમ બોલી દાદાને વીંટળાઇ વળી નાચવા કુદવાં લાગ્યાં. શાસ્ત્રીમહારાજ, પૌત્રમંડળમાં ઉભા રહી અતિ આનંદ પામીને બોલ્યા,–"આ છોકરાંઓએ તો હવે હદ કરી! વાહ! જાણે કંઇ તેઓ ગોકુળઅષ્ટમીમાં હીંસ્સજ * લેતા નહોય!" એટલામાં અવલડોસી ત્યાં આવી. આટલો વખત સુધી તે મુંગી રહીહતી, પણ આ સર્વ પ્રકાર જોઈને તેના પગની આગ મસ્તકને તાળવે જઈ બળવા લાગી. "શું પણ પીટાં પોરીયાંઓનો તમાસો જોતાં એકાદ ચિતભ્રમના જેવા ઉભા રહ્યા છે! જાણે ઘરમાં બીજું કંઇ કામકાજ નહીંજ હોય ખરૂંને!"

શા૦–શું તને આ ગમત જોઇને આનંદ ઉપજતો નથી ?

---

* ગોકુળઅષ્ટમીને દીવસે અથવા એવા હરેક તેહવારે વૈષ્ણવ લોકો મહારાજની હવેલીમાં ગોળ કુંડાળું વળીને વાજીંત્ર સાથે ગાતાં ગાતાં નાચે છે તેને હિંસ્સ કહે છે.

અ૦–આગ લાગો એ ગમતમાં! મેં એવી ગમત ઘણી વખત દેખી છે.

શા૦–તારા કૈકયીના મ્હોંડામાં સપડાઈને કોણ પુરૂં પડે? આમાં મેં અન્યાય તે શો કર્યો વારૂં તે પરમેશ્વર જાણે!

અ૦–વળી અન્યાય શાનો? કંઇ બોલતાં શરમ લાગે છે કે? એવો તાલેવંતનો ઢંગ આપણા જેવા ગરીબને એક ઘડી પણ પોષાય શકે?

શા૦–પણ અહો! એમાં તાલેવંતનો ઢંગ તે કયો? અને બોલે છે શું?

અ૦–અમારા પૂર્વજોએ પૈસા સાચવી રાખ્યા છે કે નહીં, આવા કપડાં ખરીદવાને!

શા૦–અરે રામ રામ! વિષ્ણુવે નમઃ! તારા સ્વભાવને તો હવે હાથ જોડયા. બાળકોની હોંસ પુરીપાડવાને તેઓને ચોળી, ઝભલાં લઇ આપી આનંદી રાખવાં એ પોતાનું કામ છે; પણ ઇશ્વરે પોતાને સામર્થ્ય આપ્યું નહીં અને કદાચ વહુએ તે લઇ આપી છોકરાંઓને રીઝવ્યાં તો તેમાં તેણે માઠું તે શું કર્યું? તે બાપડીને તેના બાપ તરફથી થોડા ઘણા પૈસા મળે છે, તે તમામ બાળકોની હોંસ પુરી પાડવામાં ખરચાઈ જાય છે. આ પરથી તેનું મોટું મન અને ઉદારપણું જણાઇ આવે છે. અને તેથી આનંદ માનવાનું તો એક બાજુ રહ્યું, પણ ઉલટો તેનાપર આટલો તરફડો ને દ્વેષભાવ કરવો કાં? હાય હાય! તારા જેવી હલકાં મનની બાઇડી આ ત્રિભુવનમાં સાંપડશે નહી.

અ૦–થયું થયું; હવે મ્હોં બંધ કરો. તેજ જો ભિખારીની છોકરી હોત તો તેને આટલી તમે શું ચણાના ઝાડપર ચઢાવી દીધી હોત? વારૂ ત્યારે જોઉં છું હવે

ગમત રડી આ આંખો અને આજ તમાસો. વખત જ-તાં માલુમ પડશે.

એવા તેના કઠોર શબ્દો સાંભળી બિચારા શાસ્ત્રી મહારાજ કંઈ પણ ઉતર નહીં આપતાં મુંગા મુંગા આ-વીને પરશાળપર બેઠા.

---

## પ્રકરણ ત્રીજું.

એક દિવસે શાસ્ત્રીમહારાજના એક જજમાને બ્રહ્મ ભોજન કરાવવાનો સંકલ્પ કીધો અને તે દહાડે તેણે સહકુટુંબ સહપરિવાર શાસ્ત્રીમહારાજને પોતાને ઘેર જમ-વાનું આમંત્રણ આપ્યું. શાસ્ત્રીમહારાજના ઘેરમાંની જમ-વા જનારી મંડળી તે દહાડે પ્રભાતમાં ઉઠી તોપણ તેઓને તૈયારી કરતાં કરતાં ચારઘડી દીવસ ચઢયો. કાર્ય પ્રસંગે જતી વેળાએ ચોળી, સાડી, ઘરેણાંઆદિ આ ભુષણો ઘેરથીજ સર્વ વહુઓએ પેહેરી લીધાં. રાધાવહુને બાપના તરફથી કરિયાવરમાં મળેલાં સાડી ઘરચોળું વગે-રે અમુલ્ય લુગડાં ઘણાં હતાં, પણ તેમાંનું કંઈજ નહીં પહેરતાં તેણે આ વખતે સાદો પોષાક ધારણ કર્યો. તે ગોદાવરીને પોતાના ઓરડામાં લઇ ગઇ, ત્યાં તેના વાળ સમારી અંબોડો વાળ્યો અને કપાળમાં સુંદર ટીલડી કરી એટલુંજ નહીં, પણ પોતાનાં ઘરેણાં ગાંઠાંમાંથી એક બે દાગીના તેને પહેરાવ્યાં. અહીં અવલડોસી ગોદાવરી-ને આવવા માટે વારંવાર બુમો મારતી હતી, તેવામાં શૃંગારેલી ગોદાવરી રૂપનું પુતળું બનીને બણીઠણી બ-હાર આવી. તેને એવા ઠાઠમાં જોઇ અવલડોસીના તળીયા ની આગ તાળવે જઇ બેઠી—તે સંતાપ પામીને બોલી,—શું, રાંડ હૈયાની હોળી! લગ્નમાં તૈયાર થઇને આવી છે! જા,-

વેહેલી દાગીના કાઢી આવ તે સવળા! નહીં તો તારી વાત તેં જાણી છે! આપણે ગરીબને એવા ઢોંગ જોઇએ શા માટે?" ગોદાવારી જાતે અજ્ઞાન બાળક, તે માતુશ્રીને દાદ આપે શાની! તે આનંદાવેશમાં આવીને અહીંથી તહીં ઠમકવા ને મરડવા લાગી. છેલે અવલડોસીએ ઘેરની બહાર નિકળવાને તૈયારી કરી. તેણે જતાં જતાં ઘેરના સાથી(હળખેડુ—ચાકર)ને ઢોરવાછરૂને ચારો નીરણ નાંખવા તથા ઘેરનો બંદોબસ્ત રાખવા ધમકાવીને કહ્યું, અને પછી પોતે સર્વ પરિવાર સાથે લઇને જજમાનને ઘેર જમવાને ચાલી નિકળી. સર્વની આગળ અવલસાસુ, તેની પાછળ મથુરી, મથુરીની કેડપર પરમાનંદની કન્યા, તેની પાછળ મોટીવહુ, મોટીવહુની પાછળ ગોદાવરી, તેની પાછળ રાધાવહુ, રાધાવહુની કેડપર રઢીયાળો ગોપાળ, અને સર્વની પાછળ ગંગા તથા વિજળી; એવી રીતે તેઓ ચાલતાં થયાં. ગંગા અને વિજળી પડયાં નાનાં, તેથી ચાલવામાં વચે વચે તેઓ ઘણાં પાછળ રહી જતાં પરંતુ પુનઃ દોડી દોડીને હસતાં રમતાં મંડળીમાં સામેલ થઈ રહેતાં. ગોપાળ રાધાકાકીની કેડપર બેસી બંને બેહેનો સાથે કલ્લોલ કિકિયારી કરતો હતો અને રાધાગવરી પણ લાડકવાયા ગોપાળને કાલી કાલી વાતો કહીને રીઝવતી ચાલતી હતી. તે બોલી,-"બાપુ ગોપાળ, આપણે પારકાને ઘેર જઈયે છિયે માટે ત્યાં ચુપ બેસજે હો. ત્યાં દાંડાઈ કરીએ નહી બાપલા, ખાવાનું માગીએ નહી. પણ દેવ પુતળાંની પેઠે ડાહ્યા થઈને ચુપચુપ બેસીએ અને કોઇ કંઈ આપે તોજ લઇયે." પણ નામનોજ કૃષ્ણગોપાળ, તે સાંભળે શાનો? તે તો રસ્તામાંજ પથ્થર કે ધુળનું ઢેફું દેખી કેડપરથી નિચે ઉતરવાનો હઠ લેતો હતો અને ત્યારે રાધાકાકી તેને છાતીસરસો ચાંપી પટાવતી હતી.

છેલે શાસ્ત્રીમહારાજનો પરિવાર જજમાનના ઘેર નજદીક આવી પહોંચ્યો. તેઓને જોતાંવાર જજમાનની સ્ત્રીએ સામે આવીને સર્વેકોને આદરસત્કારથી ઘેરમાં લીધાં. વહુઓના વાંસાપર હાથ ફેરવીને તે પ્રેમથી બોલી,–"બેટાઓ ખુશાલ તો ખરા કેની? આવો આમ બેસો. અહીં કંઈ જુદાઇ જાણશો નહી. તમારૂંજ ઘર છે." આવા મીઠાં વચનથી ઘરધણિયાણિએ સર્વેના મન સંતોષિત કર્યાં; પછી ઘરધણિયાણી, અવલગોરાણીને એક બાજુએ લઇ ગઈ અને ત્યાં બંને પક્ષની રસોઇ કરવાની વાત નિકળી. એક તો જજમાનને ઘેર રસોઇ કરનાર માણસનો દુકાળ હતો અને બીજું ઘરધણિયાણી, ગર્ભવંતી ને અશકત; તેની બંને વહુઓ પૈકી એક વહુતો આઠ મહિનાની ગર્ભવંતી હોવાથી રસોઇ કરવાના કામમાં નિરૂપયોગી અને બીજી વહુને મદદ કરવા માટે તેણે પાડોશની પોતાના સંબંધીમાંથી બે વિધવાબાઈઓને બોલાવી હતી. પરંતુ ઉત્તમ રીતે રસોઇ કરવાના કામમાં તેઓ જોઈએ તેવી સુઘડ નહોતી. તેથી ઘરધણિયાણીના મનમાં હતું કે એ કામમાં અવલગોરાણીની વહુઓએ મદદ કરવી. એટલા માટે તેનું મન તપાસવાને એ સંબંધી જુદી રીતે વાત કહાડી, પણ અવલગોરાણી તેના માથાની હતી. તે તેને ઉડાવીને બોલી, "બાઇ અમે કાંઈ કોઇ પરાયા નથી, પણ અમારી વહુઓનો ત્રીજો પંથ, તેઓ શું કોઇના પણ કામમાં ઉપયોગી પડે એવી છે? તમે જાણતાજ હશોકે મોટીવહુનું તો નામ પણ લેવાય નહીં; ત્રીજી વહુ હમણાજ સુવાવડમાંથી ઉઠેલી, સૌથી નાની વહુ બોલી ચાલીને અજ્ઞાન—ને વળી તેનામાં એ કામ કરવાનું સામર્થ્ય નહીં, બાકી રહી બીજી વહુ—એ તો શ્રીમંતની છોકરી-તે વળી ચુલામાં પેસવાની હતી કે!" સારાંશ, આ પ્રમાણે

તેણે પુષ્કળ હરકત બતાવી ઘરધણિયાણીને નિરાશ કીધી. ત્યારે તે બાપડી હવે કરવું કેમ ? એવા વિચારમાં અહીં તહીં ફરવા લાગી. ઘરધણિયાણી એવા વિચારમાં પડવાનું કારણ શાધાવહુને જ્યારે તેની વહુ પાસેથી જણાયું, ત્યારે તેણે ઘરધણિયાણી પાસે જઇને કહ્યું; "અહો કાકીજી, તમે એટલા બધા પંચાતમાં શા માટે પડયાં ? મને કહો શું રસોઇ કરવાની છે તે". એ સાંભળતાંજ ઘરધણિયાણી આનંદથી ઉભરાઇ જવા લાગી. તેણે તુરત રસોડામાં જઇને શું શું રસોઇ કરવાની તે બતાવી દીધું. શધાગવરીએ ઘરધણિયાણીની વહુને તથા પેલી બે વિધવાબાઇને મદદમાં લઇને એવી તે સરસ રસોઈ કરી કે જેનું નામ તે !

ખરા બપોર થવા આવ્યા તેમ તેમ નોતરેલાં માણસો જમવાને એક પછી એક એકઠાં થવાં લાગ્યાં. થોડી વારમાં પરશાળમાં પુરૂષોની અને રસોડાની આગળના ઓરડામાં સ્ત્રી બાળકોની ગર્દી ગર્દીજ થઈ રહી. જો કે ઘરધણિયાણી અશકત ને આજારી હતી તોપણ આવેલાં નાનાં મોટાં માણસોને પાણી આદિ આપવાની સઘળી વ્યવસ્થા પોતે જાતે કરવા લાગી. તે પોતા સરખી બીજી બાઇયોને " આવો બાઇ બેસો, આ ઘર તમારૂંજ છે," એમ વિનયથી વારંવાર કહેતી અને તરૂણ સ્ત્રી મંડળની પીઠ પર હાથ ફેરવીને "બેટાઓ, સારાં છોની ?" એમ પ્રેમથી અનેક પ્રકારે બોલાવી તેઓની આગતા સ્વાગતા કરતી હતી. જે નાનાં નાનાં બાળકો આવ્યાં હતાં તેઓની આગતા સ્વાગતાં વય અને વજન જોગ કરવાને પણ તેણે દુર્લક્ષ કર્યું નહીં. એવી ધાંધલમાં પણ કોઈ દુધ પીનારાં બાળકો હતાં, તેઓને દુધ પીવરાવવાની વ્યવસ્થા તેણે રાખી, કોઇ ઉંઘાળવાં બાળકો હતાં તેઓને એક ઓરડામાં બિછાના પાથરી આપ્યાં. વચમાં વચમાં મોટી

વહુને હાક મારીને કહેતી,-" બેટા, કોઈને કાંઇ જોઇએ તો તે પુછીને તુરતને તુરત જ્યારે ત્યારે આપતી રહેજે હો."

એમને એમ બપોર પુરા થયા ત્યારે પત્રાવળી નિકળી અને સર્વ મંડળી જમવા બેઠી. જમતી વખતે પંક્તિમાં કોઇ મીઠું, કોઇ પાણી, કોઇ દાળ, કોઇ ભાત આદિ પદાર્થો માગતું હતું અને તે વેળાએ પીરસનાર માણસોની દોડાદોડ થઇ રહી. રાધા ગવરી જે આટલો વખત રસોઇ કરવામાંજ ગુંથાયલી હતી તે પણ આ વખતે પાલવથી કમર કસીને ભાત પીરસવાને નિકળી. શ્રમને લીધે સેહજ પરસેવો આવવાથી પીરસતાં પીરસતાં તેનું પ્રફુલ્લિત મુખડું નિહળી કેટલીક ડોસીઓ હસતી હસતી બોલતી કે,- "આ વહુ તો સાક્ષાત્ અન્નપૂર્ણાજ છે, તેમાં કશો સંશય નહીં."

અન્નપૂર્ણા એ પ્રમાણે પીરસવાને નિકળી છે એ જાણી ઘરધણિયાણીએ આવી ઝટદઇને રાધાગવરીના હાથ માંથી ભાતની કુંડી છીનવી લીધી. અને તેણે બીજી બાઇયોની સાથે જમવા બેસવાને કહ્યું. ઘરધણિયાણીનો ઘણોજ આગ્રહ જોઇ રાધાગવરીને નિરૂપાયે પીરસવાનું તજી દઇ જમવા બેસવું પડયું. આ પ્રમાણે સ્ત્રીઓના જમવાનો આરંભ થયો. કેટલીક સ્ત્રીઓ જમતી વેળાએ બે હાથે નાકમાંની નથને એક બાજુ ખસેડી ભાત દાળના કોળિયા ભરતી હતી, કેટલીક શરમાઉ તરૂણ સ્ત્રી પીરસણિયા પુરૂષો પાસે આવ્યા કે સલજ્જ થઈ નિચું નિહાળતી હતી; કેટલીએક માતાઓ જમતાં જમતાં પણ પોતાનાં નાનાં બાળકને પલાંઠીપર સુવાડી સ્તનપાન કરાવતી હતી; કોઇ કોઇ જગોએ મા બેટાનું એકજ પત્રાવળીપર એકત્ર જમવું થતું હતું; કોઇ દાળભાતનાં તો કોઇ કઢી કચુંબરનાં; કોઇ શાકભાતનાં તો કોઇ રાઇતાં અથાણાના વખાણ કરતું. આ પ્રમાણે સ્ત્રી મંડળ જમવામાં નિમગ્ન થઈ

રહ્યું છે એટલામાં આપણો કૃષ્ણગોપાળ આઠલો વખત ઊંઘા-
યલો હતો તે ઉઠયો. અને પગ લંગડાવતો-પડતો આખડતો
આંખો ચોળતો ને કંઇ બબડતો ઓરડાની બાહાર આવ-
વા લાગ્યો. ત્યારે તે જગોએ તેની દૃષ્ટિએ બિલાડી
પડી. પછી શું પુછોછો? પકડ તેની પુછડી, નહી તો
પકડ કાન એમ તે બાપડી બિલાડીના હાલહવાલ થવા
લાગ્યા. ગોપાળને પોતાની સાથે જમવા બેસવા માટે રા-
ધાકાકીએ નહી જેટલું કીધું પણ એવી મોજ તજીને
જમવા તરફ તેનું લક્ષ ક્યાંથી લાગે? બિચારી બિલાડી ત્રાસ-
થી અહીં તહીં નાસવા માંડી અને ગોપાળ પણ તેની
પાછળ દોડવા લાગ્યો. છેલે બિલાડી નિરૂપાયે કોઠાર તરફ
ગુંચવણીની જગાએ ભરાઈ બેઠી, ત્યારે આળવિતરા કૃષ્ણ
ગોપાળનું કશું ચાલ્યું નહી. પછી સ્ત્રીઓ જ્યાં જમવા બેઠી
હતી ત્યાં તે આવ્યો અને રાધાકાકીનાં ખોળામાં ધબ દઇને બે-
ઠો ત્યારે તેના હાથમાં છડી હતી. જમવા ખાવા
તરપ આ બાળરાજાનું મુદલ લક્ષ નહોતું પણ રસોઇના
સુવાસથી આડોશપાડોશનાં બીજાં બિલાડાઓ ત્યાં એકઠાં
થયાં હતાં તેઓને શિક્ષા આપવાને ભાઇ સાહેબ નિમગ્ન
થયા. તેના ભયથી સ્ત્રીઓના પત્રાવળાંની આસપાસ પડેલું એઠું-
અજીઠું પણ ખાવાને. કોઇ બિલાડું હિમત કરી શકતું નહોતું.

ભોજન પુરૂં થયા પછી સર્વ કોઈ એક પાછળ એક
પોતપોતાને ઘેર જવા લાગ્યાં. શાસ્ત્રીમહારાજની
પત્નિ અવલ, ઘરધણિયાણીના ગામની હતી તેથી તે-
ને ત્યાંથી નિકળવાને ઠેઠ સંધ્યાકાળ થવા આવી. ઘરધણિ-
યાણી જમવા આવેલી સર્વે બાઇયોને ચાલી નિકળતી વખતે
કુંકું ચોખા ચોડી વિનયના ચાર શબ્દો બોલી રજા આ-
પતી હતી. રાધાગવરીને પણ તેણે,- "વહુ બેટા, આ ઘર
તારૂંજ છે, અહીં વખતોવખત આવતી જાજે હો." એ

આગત્યપૂર્વક કહ્યું. ગોપાળને કેડમાં લઇ મુખ ચુંબન લીધું અને તેના હાથમાં ખાવાનું એક પડીકું લાવી આપ્યું. પછી શાસ્ત્રીમહારાજની પત્નિ પોતાનો પરિવાર લઇને ઘેર જવા ચાલી નિકળી. ગોપાળ પ્રથમ પ્રમાણેજ રાધાકાકીની કેડપર બેસી પડીકામાંથી નખથી કોતરીને કંઇ ખાવા લાગ્યો.

---

## પ્રકરણ ચોથું.

જેઠ મહિનાની આખેરે પુરૂષોત્તમ મુંબઇ પાછો ગયો. અને તેજ દહાડે બીજે ગામથી આમંત્રણ આવવાને લીધે શાસ્ત્રીમહારાજ પણ તે તરફ જવાને નિકળ્યા. હરીરામને પણ એક જજમાને ખેતરના પાકની વ્યવસ્થા કરવાને બાહાર મોકલાવ્યો. એટલા માટે તે રાત્રીએ કામકાજ આટોપ્યા બાદ રાધાગવરી, શામકુંવરભાભીજીના ઓરડામાં સુવા જવાની હતી. રાધાગવરી અને ગોદાવરી વચે અતિશય પ્રેમ હતો તેથી તે પણ મોટી ભાભીના ઓરડામાં ઉંઘાવા ગઇ. આ ઉપરથી ઘરનાં માણસો બે ભાગમાં વહેચાયાં એમ સેહેજ વાંચનારના લક્ષમાં આવ્યા વિના રહેશે નહીં. એક ઓરડામાં અવલસાસુ, મથુરી, જસોદાવહુ અને લલિતાવહુ; તથા બીજા ઓરડામાં શામકુંવરવહુ, રાધવહુ અને ગોદાવરી હતાં. અવલડોસી ગોદાવરીને પોતાની પાસે સુવા આવવા માટે વારંવાર બુમો મારતી, ત્યારે "મા, શા માટે મા, શું છે?" એમ બોલી ગોદાવરી પણ તેને ઉલટ પુછતી હતી, પણ તે કેમે કરતાં તેની પાસે ગઇ નહીં. છેલે અવલડોસી ગોદાવરીપર ઘણીજ ગુસે થઈ, ત્યારે શામકુંવરની શિખવણીથી ગોદાવરીએ બારણા પાસે જઇને કહ્યું,—"કેમરે મા, શું હું ઉજડ ખેતરમાં કે અઘોર વગડામાં પડીછું કે? અથવા કોઇ પરાયાંને ત્યાં સુતી છુંઈ કે? છે પણ શું? આટલી બુમ બરાડા તે શાની મારે

છે?" અવલડોસીએ જાણ્યું કે એ કાંઈ ગોદાવરીની કલ્પ- નાનો ઉત્તર નથી, પણ દાવપટાની રમતિયાળ રાધાવહુની એ સર્વે શિખવણી છે. ત્યારે તે જે મ્હોંમાં આવ્યું તે વ- ગર વિચારે બબડવા લાગી. એ સાંભળીને શામકુંવરથી સ્હી શકાયું નહી. તેને તો એમ થયું કે ઓરડાની બાહાર જ- ઇને કયારે સાસુજીને બે શબ્દો કહી સંભળાવું. રાધાગવરી વારંવાર તેના મ્હોં આડો હાથ ધરતી અને તે ઉઠીને ઉ- ભી થતી તો તેનો હાથ ખેંચીને પાછી વાળતી અને કહે- તી કે; "ભાભીજી, તમારે પગે લાગું, મારા સમ, તમે ચુપ બેસો. સાસુજીનો એવો સ્વભાવજ છે, તેઓ થાકીને પોતાની મેળેજ ચુપ બેસશે." શામકુંવર તેના કહેવાથી વળી થોડો વખત મનમાં ફફડવા લાગી, પણ છેવટન સાસુજીના મેણાંટુંણા તે સહન કરી શકી નહીં-તેણે પટ દઇને રાધાગવરીનો હાથ ઝુંટાવી ઓરડાની બાહાર આવી કહ્યું; "મેં ત્રણસોને સાઠ સાસરવાડા જોયાં હશે, પણ ત- મારા જેવી સાસુ ત્રિભુવનમાં જોઇ નથી. રડયું સાધારણ બોલવાપર આટલો કોપ કે? અને તેમાં રાધાએ તે શું કીધું? તે બાપડી તો મુંગી છે, ગોદીએ કહ્યું તે સર્વ મારી શિખવણી ઉપરથી, એમ છતાં વિનાકારણ "સોંકનો સંતાપ નણંદ ઉપર" કાઢયા જેવું કાં કરો છો?

અવ૦—રાખ્ય રાખ્ય! મ્હોં તપાસીને બોલ! મોટી શા- હણી આવી છે બોલાવાને. તારા જેવી ભિખારી ને કાંગામુંડી વહુ મ્હોંપર રોકડું પરખાવે તો કોને સંતાપ નહીં ઉપજે?

શામ૦—અહો! પણ તમે મોટા શ્રીમંતના છોકરાં છો તે માલુમ છે! ફીટયા ચોરને આખું જગત ચોરજ દે- ખાય છે એ કંઇ ખોટું નહીં!

અવ૦—મુંગી મરે છે કે નહી? મને માલુમ છે, મોટા ગણદેવીના દેશાઇની દીકરી છે તે. હું મમે તે કરીશ, પછી

છે કાંઇ—તું શું કહે છે? તારો બાપ કોણ હતો તે ભુલી ગઈ હોઇશ, નહીં? તમારા સર્વેના ડોળામાં બાપડી જસોદા વહુ ખુંચે છે કાં? ઠીકછે ત્યારે હરિને ઘેર આવવાદે, એ ટલે તને બરોબર બતાવી આપીશ.

શામ૦—અરે બતાવી બતાવીને બતાવનાર તે શું? વધારે તો મારી નાખવાને કહેશો એટલુંજની? તેની પેલી બાજુ તો કાંઇ નહીં? એમ થાય તો—અરે તારી, હું મોટોજ આનંદ માનીશ. આવા નિર્દય સાસરવાડામાંથી તો છુટીશ ખરી. બાઇ તમે સુખી રહો હવે થયું!

વઢવાડ વધવા લાગી.છે એવું જ્યારે રાધાગવરીએ જોયું ત્યારે તેણે શામકુંવરને હડસેલી હડસેલીને ઓરડાની અંદર આણી અને બારણાં જબરીથી વાસી દીધાં. અહીં અવલસાસુ પોતાનીમેળે બડબડ કરતી બંધ રહી. એટલામાં નાનો પુત્ર પરમાનંદ ઘેર આવ્યો. તે સ્વભાવે કાચાકાનનો, તીખલી ને તીતાલિયો હતો અને અધુરામાં પુરૂં જાતે પડયો ભંગડભાઇ, ત્યાં વળી પુછવું શું? "मर्कटस्य मदिरापानं," આ પ્રમાણે બોલવામાં કંઈ વિશેષતા નથી. તેમાં વળી સાસુજી તો નામનાજ અવલચંડા, તેને બીજાએ શિખવવું જોઇએ તેમ નહોતું. પરમાનંદે હજુમાત્ર ઘેરમાં પગ મુકયો—ત્યાંતો કાંગાંવેડા કરી એકના તેર કરીને ડોસીએ કાંન ફુકયાં. પછી શું જુઓ છો? પરમાનંદનો ક્રોધાગ્નિ લાગલોજ સળગી ઉઠયો. તેણે તુરત આગ ફાકવા માંડી,—"શું તે નાણાવટીની છોકરીએ એમ કહ્યું કાં?" એમ બોલીને શામકુંવરના ઓરડા તરફ તે દોડતો ગયો અને બારણું બંધ કર્યું છે એમ જાણી તે ખુબ ખખડાવવા લાગ્યો. ત્યારે રાધાગવરીએ અંદરથી સાંકળ ઊઘાડી અને પોતે બંને બારણાને બંને હાથે પકડી વચે રસ્તો રોકીને ઉભી રહી

અને નરમાશથી બોલી,–"દિયરજી, મારૂં સાંભળો તો ખ-રા. એમ ઉતાવળા થાઓ નહીં. મારૂં અગાઉથી થોડું સાંભળી લ્યો અને પછી જોઇયે તે કરો." પરમાનંદે તેનું કશું નહીં સાંભળતાં તોરમાં ને તોરમાં કહ્યું,–"ચલ દુર થા, આઘી રહે, રસ્તો આપે છે કે નહીં ?" એમ બોલી તે તેનો હાથ ઝુંટાવવા લાગ્યો અને બોલ્યો,–"ભા-ભી તું પણ એ કર્કશા જેવી થવા લાગી કાં ? ચલ રસ્તો આપ. જોઉં છું તે ગધેડી મારી માને કેવા કેવા ઉત્તર આપે છે તે !"

**શામકુંવર** પણ પોતાના નાનકડા ભંગડ દિય-રને ઉત્તર આપવાને કાંઈ ઓછી ઉતરી નહીં. તે બોલી,–"રડયા કાળદાસિયા ! શાને એવડો ફાટીને ચીરીડિયા થયે છો ? રેઢીયાર–રડયો નધણિયાતો ગોધો બેહેંકવા લાગ્યે છે ! પીટયાને પારણામાંના મળમુત્ર ધોઇ ધફોઇ નાનાથી મોટો કર્યો–ઉજેર્યો ઉછેર્યો તેનો આ ઉપકાર વાળતો હશે કાં ? રડયો માવડીમુખો !

**પરમાનંદ**–હા હા, એકવારતો શું પણ હજારવાર કહીશ પછી ? હમણા હમણા તારી બોબડી બહુ વધી છે. મને તો એમ લાગે છે કે તને જોડે જોડે ટાલ પાડીને પાંસરી કરવી.

**શામ૦**–મુવા મુંગો મરેછે કે નહીં ? કે મારૂં લાત ?

એ સાંભળતાંવાર પરમાનંદ ક્રોધથી કાંપવા લાગ્યો–અને તેવોજ જુસ્સામાં રાધાભાભીને એક બાજુ હડસેલી નાંખી શામકુંવર તરફ દોડયો. શા-મકુંવર પણ,–"પીટયા, પાજી સંભાળ હો, જો હાથ ઉપા-ડીશ તો–તારી વાત તેં જાણી." એમ બોલી હાથ ઊગામી સામે ઉભી રહી. બાપડી રાધાગવરીને પરમાનંદ નો જબરો આંચકો લાગ્યો હતો તથાપિ તે તરફ દુર્લક્ષ

કરી લાગલીજ દોડતી આવી પરમાનંદને બે હાથે પકડીને બોલી,-" ભાઇ, એમ શું કરો છો બાપુ ? ગુસ્સાને જરા શાંત કરો અને જરા મારી સામું તો જુઓ," એમ બોલીને તે તેને ઓરડાની બહાર લઇ ગઇ.

પિયરમાં તો રાધાગવરીનું ઘણું માન હતું પણ સાસરિયામાં સુદ્ધાં ખુદ સસરાની પ્રીતિ અને સત્કારમાં સર્વે વહુઓ કરતાં વિશેષ પાત્ર અને પૂજ્ય થઇ પડી હતી. ઘરમાં તમામ દિયર અને જેઠ પણ તેનું સન્માન સાચવીને સારૂં વહાલ રાખતા હતા. તેથીજ ગુસ્સાના આવેશમાં પરમાનંદે રાધાભાભીને જે જે કહ્યું અને તે વેળાએ તેની સાથે તે જેવી રીતે વરતલ્યો તે તમામ તેને ઘણું માઠું લાગવા જોગ થઇ પડયું. તેણે પરમાનંદને શાંત કીધો ખરો, પરંતુ પોતાનું અપમાન થવાથી તેની આંખો પાણીથી ભરાઇ આવી; તે લુંછી નાંખતાં પણ સુકાઇ નહીં. તેણે જમણે હાથે પરમાનંદને પકડી રાખ્યો અને ડાબે હાથે પોતાના પાલવના છેડાવડે આંખો લુંછવા લાગી.

પરમા૦-(શુદ્ધીપર આવીને) ભાભી, તને મારા બોલવાથી એટલું માઠું લાગ્યું કાં ? ગુસ્સામાં મેં જે કંઇ તને કહ્યું હોય તેને માટે મને માફ કર અને હવે એ બાબત તું મારાસમ-કશું મનમાં ખોટું લાવતી ના.

રાધા૦-તેમાં મનમાં શું ખોટું લાવવાનું-પણ તમારે ઘરમાં એવી ડાંડાઇ કરવી શોભે છે કાં ?

પરમા૦-નહીં; એ ખરૂં, પણ ભાભી તુંજ કહે વારૂં, તેને માના એટલા બોલવાપર આટલી ગડબડ કરવાની શી જરૂર હતી ?

રાધા૦-જરૂર નહોતી; પણ ભાભીજીનો સ્વભાવ કેવો છે તે તમે જાણો છો અને એટલા માટે તમારે જરા વિચાર કરવો જોઇતો હતો.

આ પ્રમાણે બોલે છે તેવામાં અવલડોસીએ પરમાનંદને બુમ મારવાથી તે લાગલોજ ત્યાંથી મા તરફ ચાલતો થયો. રાધાગવરી પણ શામકુંવરના ઓરડામાં ગઈ. અર્થાત ત્યાર કેડે સર્વ વઢવાડ બંધ થઇ.

---

## પ્રકરણ પાંચમું.

ભાદરવો મહિનો ઘણું કરીને પુરો થવા આવ્યો હતો. અંધારી ચૌદશે રાતના અગિયાર વાગી ગયા હતા સંધ્યાકાળે વરસાદનું એક મોટું ઝાપટું પડી ગયું હતું, અને પાછળથી પણ ફરફર વરસાદ વરસતોજ હતો. એવે સમયે મુંબઇ શેહેરમાં-જે સ્થળે એક વાગતા સુધી મોટા મોટા રસ્તાઓ ઘણઘણી રહેલા હોય છે, તેવા નગરમાં પણ જ્યાં ત્યાં સુનકાર થઈ રહ્યું હતું. કદાચિત એકાદ માણસ પેહેરેલું લુગડું-પોતિયું કે પાટલુન ઘુંટણ સુધી ઉંચું ચઢાવી એક હાથમાં જોડા અને બીજા હાથમાં છત્રી પકડીને ઘેર તરફ જલદીથી ચાલી નિકળેલો નજરે પડતો હતો. વચમાં વચમાં ભાડુતી ગાડીનો ખડખડાટ સંભળાતો પણ ક્ષણમાં એ અવાજનો નાશ થઇ પુનઃ સર્વ સુનકાર જણાતું હતું. ઘણું કરીને ઘણીખરી દુકાનોને તાળાં લટકી રહ્યાં હતાં. કોઇ જગોએ એકાદ બે દુકાનો ઉઘાડી હશે પણ તે બંધ થવાની તૈયારીમાંજ હતી. એવા સુનકાર સમયે આપણો પુરૂષોતમ એકલોજ બાહાર નિકળ્યો. આ વેળાએ તેનો પોષાક પણ ચમત્કારિક હતો. તેણે નાનું અધોતું પંચિયું પેહેરેલું અને એક ફાળિયું ઓઢી લીધેલું હતું. માથાપર ટોપી છતાં માથાપરના વાળ બાહાર વિખરાયલા દેખાતા હતા. તેમજ તેની મુખમુદ્રા જાણે મહાચિંતામાં પડેલી હોય એવો જોનારને સેહેજ ભાસ થતો હતો. ઉજાગરાથી આંખો કેવળ ઉંડી ઉતરેલી-નિસ્તેજ જેવી

જણાતી હતી. ડાબા હાથમાં ભાગેલી તુટેલી છત્રી અને જમણા હાથમાં ઔષધને માટે શીશી લઇ તે બેબાંકળો-ને ગાભરા જેવો ચાલતો હતો, તે રાત્રિ-ઘોર અંધારી-કૃષ્ણ ચતુર્દશીની હતી. એવે વખતે બાહાર જવાનું કારણ પુરૂ-ષોત્તમના વડીલ માહાદેવભટ અશાડ મહિનાથી જયાં ત્યાંનું આમંત્રણ ઝડપી લઈ કથા પુરાણ-પારાયણ ઝંપાટાબંધ ચલા-વતા હતા. અને તેથી વૃદ્ધાવસ્થાએ વધારે શ્રમ પડવાથી આજ કેટલાક દહાડા થયા તેઓ ઘેરમાં આજારી થઈ પડયા હતા. રોગ દિવસે દિવસે વધતો ગયો અને છેલે જ્વર આવીને અતિસાર ઉત્પન્ન થયો. તે આજ સારા થશે, આવતી કાલે સારા થશે એવી આશા ગામના દેશી વૈદ્યોથી જ્યાં સુધી ઉપજતી ત્યાં સુધી તેણે ઘેરમાં રહીને ઓષધપાણી ચલાવ્યું, પરંતુ દરદ દહાડે દહાડે વધતું ગયું અને તેના ચિન્હો કંઇ વિલક્ષણ જણાવા લાગ્યાં, ત્યારે નિરૂપાયે તેઓને મુંબઇ લઇ જઈ ઓષડપાણી કરવાનો વિચાર ઠર્યો. તેઓની સાથે, ઘરબાર, ઢોરઢાંખર, વહુ છોકરાંઓ આદિને તજી અવલડોસીથી આ-વી શકાયું નહીં. હરીરામ ઘરની વ્યવસ્થા તપાસવા તથા કારકુનગીરીની નાનીશી નોકરી મેળવી હતી તે સંભાળ-વા માટે ઘેરજ રહ્યો. રાધાગવરી, ગોદાવરી અને પરમાનંદ, એટલાં માત્ર શાસ્ત્રીમહારાજની સાથે આવ્યાં. શાસ્ત્રીમહા-રાજ મુંબઇ આવનાર માટે પુરૂષોત્તમે ગીરગામમાં એક ખુલી હવાવાળી વાડીની અંદર મજાની જગ્યા ભાડે લઇ રાખી હતી; અને તેઓ મુંબઈ આવ્યા બાદ તેણે એક હુશિયાર ડાકતરની દવા શરૂ કરી હતી. તથાપિ આજ રાત્રીએ શાસ્ત્રી માહારાજ વધારે અકળાવાથી પુરૂષોત્તમ હાંફળોફાંફળો ડાકતરની પાસે ચાલી નિકળ્યો છે.

અહીં ઘેર શાસ્ત્રીમહારાજ આંખો મીંચીને બિછાનાપર સ્તબ્ધ પડયા હતા, તેનું તે ટવટવિત દિસનારૂં મ્હોં કેવ-

ળ કરમાઈ ગયું હતું. શરીર માત્ર હાડપિંજરનું ખાલી ખોખું થઇ રહ્યું હતું. ડોળા ઉંડા ઉતર્યા, સ્વર ખોખરો બન્યો, દંમ લાગુ થયો, હાથ પગનું રૂધિર સુકાઇને ચામડી લોળવા લાગી, ઉઠવા બેસવાની શક્તિનો નાશ થયો, અને પકડીને આ પડખેથી પેલે પડખે ફેરવીયે ત્યારેજ ફરી શકે. એમ ચારે તરફથી શાસ્ત્રીમહારાજ અવદશામાં ઘેરાઈ રહ્યા. તેની એક બાજુએ રાધાવહુ અને બીજી બાજુએ પરમાનંદ નિયમિત બેસી રહેતાં. રાધાવહુ તેનું દુઃખ જોઇને ગળગળી ને ઝળઝળી થતી. તે ડાબે હાથે પોતાની આંખો લુંછતી અને જમણે હાથે પંખો લઇ સસરાજીને ધીમો પવન ઢાળતી હતી. બરફ કીંવા ઠંડો ભીનો હાથ મસ્તકપર ફેરવવાનો હોય તો તે પરમાનંદ કરતો હતો. ખરેજ શાસ્ત્રી મહારાજ જેવો ગંભિર અને ધૈર્યવાન પુરૂપ કોઇના જોવામાં આવ્યો નહીં હશે. તેની જગોએ બીજો એકાદો માણસ હોત તો એવાં દુઃખથી અને વેદનાથી ખરેખર કેવળ ચિતભ્રમ થયા વિના રહેત નહીં. પણ તેજ મનનો મહાધીર તેથી જીવપરની માંદગી સહન કરતો હતો. મુંબઈ આવ્યા પછી રાધાગવરી, વહુનો નાતો તજી લાજ ને મર્યાદામાં રહી સસરા સાથે કન્યા પ્રમાણે વરતતી હતી. સસરાને તેનો કીંવા તેને સસરાનો કશો-કોઇ પણ પ્રકારનો સંકોચ ઉપજતો નહોતો. તે તેને ખવરાવતી, ઓઢાડતી, આ પડખેથી પેલે પડખે ફેરવતી, પંખો લઇ પવન ઢાળતી, હાથ પગ દાબતી-સારાંશ સર્વેપ્રકારે તે તેની સેવા ચાકરી કાળજીથી કરતી હતી. પુરૂષોત્તમ, પરમાનંદ અને ગોદાવરી તેની પાસે હતાં ખરાં. તથાપિ તેમાં-પણ રાધાવહુ પાસે હોવાથી શાસ્ત્રીમહારાજના મનનું વધારે સમાધાન થયું. શુદ્ધિપર હોય કે નહોય પણ તેઓ વખતો વખત "બેટા, દીકરી; બાપુ" એમ હાકો મારતા તેથી

રાધાગવરીને ઓરડાની બાહાર જવું ગમતું નહોતું. માત્ર તેઓને માટે રાબ-કાંજી કરી લાવવા સારૂ થોડીવાર તે રસોડામાં જતી હતી. અને ત્યારે પુરૂષોત્તમ કીંવા પરમાનંદ પૈકી કોઇ શાસ્ત્રીમહારાજની પાસે બેસી રહેતું હતું. તથાપિ રસોઈ કરતાં પણ વચમાં એક બે વાર તેનાથી સસરાજીને જોઇ આવ્યા વિના રહેવાતું નહોતું, કારણ તેમ કર્યા વિના તે પ્રેમાળ પુતળાંને મુદલ ચેન પડતું નહોતું.

રાધાગવરીને હમેશનું જાગરણ, અહોરાત્ર ચિંતા, અને બીજો ચટરપટર શ્રમ કરવો પડતો હતો, તેથી બાપડી તે અણોશરી બાહુક સરખી બની રહી હતી. શાસ્ત્રીમહારાજ આવ્યા પછી અઠવાડિયું થયાં સારીરીતે માથામાં ધુપેલ નાખીને તેણે કેશ સમાર્યા નહોતા; બે ત્રણ દહાડા થયા તો બરાબર સ્નાન કરવાનો પણ તેને વખત મળ્યો નહોતો, તો પછી ખાવા પીવાની વાત શા માટે પુછવી? સાડી મેલી દાટ થયેલી, મ્હોંડું ઉદાસ થયેલું અને તેના પ્રફુલ્લિત તેજસ્વી શરીરપર ચિંતા અને દુઃખની છાયા પડેલી હોવાથી તેણી એક પ્રકારની અરે વિલક્ષણ શોભામાં છવાઈ રહી હતી. જ્યારે શાસ્ત્રીમહારાજ જાગૃત થઈ "દીકરી, બેટા" એમ સાદ કરવા લાગે ત્યારે રાધવહુ મર્યાદાથી હોંકારો આપતી. શાસ્ત્રીમહારાજ વહુના હાથનો ટેકો લઇ બિછાનાપર પડખાભર ફરવાનો યત્ન કરે અને રાધાવહુ તેને આ બાજુથી પેલી બાજુએ ફેરવે ને યોગ્ય રીતે ઓઢાડે પોઢાડે. એક વખતે એવી સ્થિતિ નિહાળી સુત્ર રાધાગવરીને જીવપર આવ્યું અને તે હીબકાં ભરતી રડવા લાગી.

**શાસ્ત્રીમહારાજ**—બાઇ, તું મારા ઘરની શાક્ષાત્ લક્ષ્મી છે. આ મારા પુર્વે જન્મના પુણ્ય, માટેજ તારા જેવી વહુ મને મળી છે. નહીં તો આવે વખતે કુતરાં પણ મારો ભાવ પુછત નહીં!

**રાધા૦**–પિતાજી, આપ વધારે બોલવાનો શ્રમ લ્યો નહી. આમ બોલતાં રહેવાથી કદાચ આપના દરદમાં વિ-શેષ ઇજા થશે.

**શાસ્ત્રી**–નહીં; તોપણ હું વધારે દિવસ ટકી શકું તેમ નથી? હમણા મને શુદ્ધી આવી છે. ત્યારે મારાં બે-ટાં, તારી સાથે છેવટના ચાર શબ્દો બોલું નહીં કે? મને હમણા ડોળા ઉઘાડીને નિરખવાની શક્તિ આવી છે, તેટલો વખત તારૂં મુખડું દીકરાં, સજળનેત્રે નિ-હાળું નહીં કે?

**રાધા**–(આંસું લુંછીને) પિતાજી, પવન ઢાળું કે?

**શાસ્ત્રી**–ના દીકરાં ના; તેં મને ઘણો વખત પવન ઢાળ્યો છે. હવે પવનનો કશો ખપ નથી. તું તારે સ્વસ્થ બેસ અહીંયાં, અને હું કહું તે સાંભળ. તેં જે દહાડેથી મારા ઘેરમાં પગ મુકયો તે દહાડેથી મારો પુરૂષોતમ મહા ભાગ્યશાળી થયો, તારૂં ઉતરોત્તર કલ્યાણ થાઓ; પર-માનંદ કયાં છે?

**પરમાનંદ**– શું બાપા, હું આ અહીં છું.

**શાસ્ત્રી**–આવ અહીં ઓરો; આવભાઇ; (ડાબો હાથ પરમાનંદને ગળે વિંટાળી) તું તારી આ ભાભીની કદી અવજ્ઞા કરતો નહીં, તે તમારા ઘરની લક્ષ્મી છે હો!

**પરમાનંદ**–બાપા, તે પોતાના ગુણથીજ સર્વમાં પુજ્ય થયેલી છે. હું સદા તેને મારી વડીલ બેહન પ્રમા-ણે સમજીશ; તેને માટે તમો મુદલ કાળજી કરતા ના.

**શાસ્ત્રી**–લક્ષ્મી, બેટા, તું મારા ઘરનો મુખ્ય થાં-ભલો છે. તારી એકલીના બળપર આપણા ઘરકુટુંબની સઘળી ઇમારત છે. જો કે તું હજી વયમાં નાની છે પ-ણ તારી બુદ્ધિ, એકાદા પ્રૌઢ, પુખ્ત, જ્ઞાની માણસના કરતાં વધારે ઉત્તમ છે. એટલા માટે તારા ખોળામાં નાન

મોટાં સર્વેને સોંપી હું જાઉં છું. તેઓનું સર્વસ્વ લાલનપાલન કરી તેઓને સુમાર્ગે ચઢવવા એ હવે તારા હાથમાં છે. તારી સાસુ મોટી કર્કશા છે. અને હું તે સારી રીતે જાણું છું. તને તેના હાથથી બહુ ત્રાસ ઉપજ્યો અને ઉપજે છે તે કાંઇ મારાથી અજાણ્યું નથી. હવે સમુદ્ર સરખી, જેવી છે તેવી ગંભીર ને ઉદાર રહેજે—આપું કંઇ મનમાં લાવીશ નહીં. પ્રભુ સદા તારૂં કલ્યાણ કરો.

વડીલ માણસના મુખથી માનદાયક શબ્દો સાંભળવા કેટલા મીઠા લાગે વારૂ? આપરથી પ્રત્યેક સુજ્ઞ બહેનોના મનમાં સેહેજ આવશે કે શાસ્ત્રીમહારાજની વહુ જેવી હું કેમ ન થઇ? જો થઈ હોત તો આ વખતે સસરાના મધુર, પ્રેમાળ, પવિત્ર ને મીઠા શબ્દો અને રસાળ ઉપદેશ સાંભળવાને નસીબવંત બનત. વળી એવું પણ મનમાં આવ્યા વગર નહીં રહે કે જગતમાં નામની વહુઓ કયાં થોડી છે, પણ સર્વમાં પુજ્ય ને ગુણવાન તો માત્ર રાધાગવરીજ! સંકટ સમયે વડીલ માણસની સેવા કરવાથી જે એક પ્રકારનો આનંદ ઉપજે છે તેનો પ્રત્યક્ષ અનુભવ કુલીન ને સદ્ગુણી સ્ત્રીઓનેજ મળે છે. હશે, પણ આ વહુ સસરાનું એવે પ્રકારે સંભાષણ ચાલી રહ્યું છે એટલામાં પુરૂષોતમ ડાકટરને બોલાવી લાવ્યો. રાધાગવરી ડાકટરને દેખીનેજ સાડી સંકોડતી સંકોડતી એક બાજુએ ઉભી રહી. ડાકતર શાસ્ત્રીમહારાજની પ્રકૃતિ તપાસી ઓરડાની બાહાર આવ્યો અને પુરૂષોત્તમને સર્વ કાંઇ વ્યવસ્થા કહી ચાલતો થયો.

---

## પ્રકરણ છઠ્ઠું.

ખરા મધ્યાનનો વખત થયો છે, અને ભાદરવા મહિનાનો સખ્ત તાપ પડે છે એવા તડકામાં પુરૂષોત્તમ એક દહાડો ઘેર આવ્યો. એટલા બપોર સુધી સ્નાન સંધ્યા પણ કીધી નહોતી. માબાપ મરણ પામ્યા પછી વિયોગજન્ય દુઃખની જે કળા હરકોઇ માણસના મ્હોંપર દેખાઇ આવેછે તે પુરૂષોત્તમના મુખડાંપર આગળથીજ છવાઇ રહી છે. હમેશ તેણે વેહેલા વેહલાં જવું અને ઉતાવળા ઉતાવળા બાહારથી આવવું, પણ આજ તેનાથી ઘેર આવવાને ઉતાવળાં પગલાં ભરી શકાયાં નહીં. તેના મનનો ભાવ રાધાગવરી પણ બરોબર સમજી શકી નહીં. પુરૂષોત્તમે ઘેરમાં પગ મુકયો કે તુરત તે થાકી ગયો છે એમ જાણી રાધાગવરી પ્યાલામાં થડું પાણી અને ગોળની કાંકરી લઇ આવી બોલી; "આ પી જાઓ એટલે તાપમાં થયેલાં કંપાણનો નાશ થશે ને થાક ઉતરશે."

પુરૂ૦—જરા દમ ધર, હમણાજ તેની શી ઉતાવળ છે? પછી પી શકાશે.

રાધા—આવા સખત તાપમાં આવવાથી આપનો જીવ હાલકહોળ થયેલો જણાય છે. માટે હું કહું છું-થોડું પાણી પી જાઓ એટલે ઠંડક ઉપજશે.

પુરૂ૦—(નિસાસો નાંખી) શાનું પાણી ને શાની થંડક! રાધે, આપણા પિતા હવે જીવે એવું જણાતું નથી. (એમ બોલી રડવા લાગે છે.)

અહીં રાધાગવરીની આંખમાંથી પણ અશ્રુધારા ચાલવા લાગી અને એ પ્રમાણે થોડો વખત બંનેએ સ્તબ્ધ રહી અશ્રુપાત કર્યો. ત્યારબાદ,—

રાધા—(અશ્રુ પાલવના છેડાથી લુંછી હીબકાં ભરતી પુછે છે) ડાકતરે આપને શું કહ્યું વારૂં?

પુરૂ૦–તે બાપડો વધારે શું કહેનાર! તાપે ઘર ઘાલ્યું છે. વધારેમાં વધારે પાંચ સાત દહાડાનો સોબતી !!!

રાધા–અરે નસીબ! એમ છે તો હવે વિલંબ કરવામાં હાંસીલ નહી, ગમે તેમ કરીને એકવાર તેને ઘેર લઇ જઇએ એટલે જાણે જગ જીત્યા. અને ત્યાં ગયા પછી પરમેશ્વરની જેવી ઇચ્છા! પણ તેઓએ તો હમણા હમણા ઘેર જવાનો પલોજ પકડયો છે. મને લાગે છે કે એટલા માટે તેઓ પ્રાણ પકડી રહ્યા હશે.

પુરૂ૦–હા, મને પણ તેમજ જણાય છે; તથાપિ કરવું શું? સઘળી પંચાત એકજ વાતની છે.

રાધા–તે શાંની?

પુરૂ૦–રાધે, અહીંથી આજારી માણસને લઇ જવું એ શું સેહેલું કામ છે? તેને માટે ઠીકાઠીક પૈસા જોઇયે. મને હજી તો ઘરનું ભાડું, દુકાનદારનો ખાતાપર ચડેલો હિસાબ અને દુધવાળા ગૌળી વગેરેના પૈસા ચુકવવાના છે. અને પાસે તો પૈ સુદ્ધાં સિલક નથી.

રાધા–એનેજ માટે શું આપને એટલી કાળજી? તો આ મારા દાગીના પછી શા કામના? આ દાગીનામાંથી થોડા વેચી નાંખો. મને લાગેછે કે માત્ર એક વાંકીયાની જોડ વેચશો તો આપણું સર્વ કરજ આપતાંપુરતી વાટખરચી પણ પાસે રહેશે. લ્યો ત્યારે આપું આ વાંકિયા? હવે અશુર કરવુ ઉપયોગનું નહી. ગમે તેમ કરીને પિતાજીને ઘેર પહોંચાડવા જોઇએ; પછી થવા કાળ પ્રભુના હાથમાં છે.

પુરૂ૦–રાધે, તું કહેછે તે સઘળું ખરૂં; પણ તારા દાગીના વેચવાને મારા હાથ કેમ કહ્યું કરશે? તને તારા બાપે આપેલું નાણું ખરચી નાખવું તેના જેવું અધમપણું તે બીજું કયું? મારા અહીં પુષ્કળ સ્નેહીયો છે, તેઓમાંના કોઇની પાસેથી બસો રૂપીઆ કરજ કાઢીશ

પરંતુ સ્ત્રીધન ખરચીને એવું અધમપણું વહોરી લેવું મને યોગ્ય દીસતું નથી.

રાધા–અહો, એમ અજાણની પેઠે શું બોલો છો? લોકોનું દેવું પતાવવાને કરજ કરતાં ફરવું તેમાં લાભ શો વ્યાજ લીધા વગર શું કોઈ આપણને રૂપીઆ આપવાનું હતું કે? બિનવ્યાજુ રૂપીઆ લેવા નિકળશો તો તેનો ઘણો વખત લાગશે અને અહીં તો અરધી ઘડી વખત લગાડવામાં કશો સાર નથી. આપને મારા દાગીનાની એટલી કાળજી શામાટે રાખવી જોઈયે? "શિર સલામત તો પાઘડી પંચાશી" મારા સુદૈવે કરીને આપ સદા ખુશીમાં રહો તો મને દાગીનાના શા ટોટા! કદાચિત પરમેશ્વરે આજની પેઠેજ સદા ગરીબાઈમાં રાખ્યા તો તેનું મને વધારે દુઃખ નથી. મારા કપાળનો ચાંલ્લો કાયમ રહ્યો એટલે બસ; પછી તેપરથી મારા સર્વ રત્નજડિત દાગીના ઓવારી નાંખીશ.

પુરૂ૦–રાધે, તું ગમે તેટલું કરીશ પણ બ.પ હવે જીવશે નહીં હો? (એમ બોલીને રડવા લાગેછે.)

રાધા–નાથ, એ કોઈના હાથમાં છે વારૂ? પણ "ભુલા પડેલાને મન દશે દિશા" તેમ આપણાથી બની શકવા જોગ જે હોય તેટલા ઉપાયો કરવાજ જોઇએ; પછી પરમેશ્વરની મરજી!

એમ દુઃખોદ્દગાર કાઢી તેણે પોતાની પેટી ઉઘાડી અને તેમાંથી વાંકિયાની જોડ કહાડી પુરૂષોતમના હાથમાં આપી. ત્યારબાદ તે રૂમાલમાં લપેટી બહાર ગયો.

અહીંયા શાસ્ત્રીમહારાજ જાગૃત થઈ "દીકરી દીકરી" એમ હાક મારવા લાગ્યા. તેનો તે કળકળાટ સાંભળી રાધાવહુથી સ્વસ્થ બેસી શકાયું નહીં. તેતો સાદ સાંભળતાં વાર દાગીનાની પેટી જેમની તેમ રહેવા દઇ સસરા-

જી પાસે દોડતી જઇ પહોંચી–તેને જોઈને શાસ્ત્રીમહારાજે પુછયું, "પુરૂષોત્તમ કયાં છે?"

રાધા–પિતાજી, આપને ઘેર લઇ જવાનો તેઓનો વિચાર છે અને તે બાબતની તજવીજ માટે તેઓ હમણાંજ બાહેર ગયા છે.

શાસ્ત્રી–કાં, અહીંના તમારા ડાકટર સાહેબો શું કહે છે?

આ પ્રશ્ન સાંભળતાંવાર રાધાગવરીને પંચાત પડી કે એનો ઉત્તર શું આપવો? પણ તે બોલે છે તેની અગાઉ શાસ્ત્રીમહારાજ મનમાં સમજ્યા અને બોલ્યા,– "બેટા, મને કહેવાને હવે એટલો સંકોચ શામાટે જોઈયે? મેં આગળથીજ તને કહી રાખ્યું છે કે મારૂં આયુષ્ય પુરૂં થવા આવ્યું છે. દીકરી, તેનું હવે દુઃખ શા માટે કરવું જોઈયે? મને ઇશ્વર હવે રૂડું મોત આપે છે તો તેમાંજ હું મને પોતાને ભાગ્યશાળી સમજું છું.

રાધા–પિતાજી, હવે અમો બાળકોએ શું કરવું? સારે નરતે અમારી કોણ સંભાળ લેશે? અરે પ્રભુ! હવે આગળ શું થશે? (એટલું બોલ્યા બાદ તેનાથી એક પણ શબ્દ બોલી શકાયો નહીં અને તેથી આંખો લુંછતી સ્તબ્ધ થઈ રહી)

શાસ્ત્રી–બોલ, બાપુ–દીકરા બોલ, એમ સ્તબ્ધ શા માટે થઇ રહી?

રાધા–પિતાજી, અમારૂં દુઃખ તે કેટલું અને શું કહેવું? આપે અમો સર્વના લાલનપાલનને માટે પોતાના જીવની સુદ્ધાં પરવા કીધી નથી, ભર ઉનાળામાં તો ઉનાળામાં, તડતડતાં વરસાદમાં તો વરસાદમાં, કડકડતી ટાઢમાં તો ટાઢમાં, ઘાટ, ડુંગર, નદી ઓળંગીને પણ જ્યાંથીઆમંત્રણ આવ્યું ત્યાં અમારા ભલાને કાજે આપ દોડીને

જતા હતા. એટલું કષ્ટ સહન કરીને અમો સર્વને આપે ઉછે-રી નાનાથી મોટાં કર્યાં, અમારા લાડ કોડ ભલીભાતે પુ-રાં કીધાં અને પોતે લાહવો લઈ સંતોષ પામ્યા; દીકરા દીકરીના રૂડી રીતે લગ્ન કર્યા, વિદ્યા શિખવી, એ શામાટે? તો તેઓનાથી આપને ભવિષ્યમાં સુખ મળે વાસ્તે. પણ પિતાજી, એ સુખ ભોગવવાના દિવસ હવે આપના જોવામાં ક્યાંથી આવશે? અરેરે એજ આપ પોતે-(એટલું અર્ધું બોલતાંજ રાધાવહુની જીભની બોબડી વળી, તેનો કંઠ દબાઇ ગયો અને તેનાથી આગળ બોલી શકાયું નહીં.)

શાસ્ત્રી-છાની, બેટા છાની; એટલી દુઃખી થા નહી. જે જન્મ્યું તે જ્યારે ત્યારે પણ જવાનુંજ, તેમાં છે શું વધારે વળી અહીં જો; મેં કુટુંબ પાળવાને માટે જે શ્ર-મ કીધો તે, બાળકો પાસેથી સુખ મેળવવા માટે કીધો નથી હો. પણ તેણે આનંદમાં રહેવું, અને તેઓને ખુશ ખુશાલીમાં જોઈ પોતાની નજર ઠારવી અને તેજ મારો ખરો હેતુ હતો. તેમજ તે પરમેશ્વરે યથાસ્થિત પુરો કી-ધો છે. હવે તમો સર્વને પાછળ રાખીને હું ચાલી નિકળ્યો છું અને એજ મારૂં હું સુભાગ્ય સમજુ છું. દીકરી ધીર ધર, રડ નહીં, છાની રહે.

---

## પ્રકરણ સાતમું.

તે દહાડે પુરૂષોત્તમે નવસારી જવાની સર્વ તૈ-યારી કરી, અને બીજે દહાડે આગગાડીના વખત પ્રમા-ણે સવારના છ વાગતે ચરનીરોડના સ્ટેશનપર લઇ જઇ શાસ્ત્રીમહારાજને સ્વતંત્ર ડબામાં બેસાડયા. બપોરના બાર પર સાડાચાર વાગતે ગાડી નવસારીના સ્ટેશનપર જઇ પહોંચી. ગાડીના હડબડાટ ને ખડભડાટથી શાસ્ત્રીમહારા-

જની માંદગી વધી પડી. ભાડાની પાલખી મંગાવી જ્યારે મુંબઇમાં ગીરગામથી સ્ટેશનપર લઈ જવામાં આવ્યા, ત્યારેજ તેઓની જીભની બોબડી વળી હતી અને શુદ્ધિ પણ નષ્ઠ પામી હતી. અગાઉથી પત્ર મોકલાવી ઘેરથી નવસારીના સ્ટેશનપર ડોળી મંગાવી હતી; સ્ટેશનપર ઉતરતાં વાર પિતાજીને આવેલી ડોળીમાં બેસાડી પરમાનંદની જોડે રવાના કર્યા અને ત્યાર પછી પુરૂષોત્તમ, રાધાગવરી તથા ગોદાવરી ગાડીમાં આણેલા સામાન સુમાનના લબાચા માટે હેલકરી વગેરેની વ્યવસ્થા કરીને પાછળ પાછળ ઘેર તરફ ચાલી નિકળ્યાં. પુરૂષોત્તમ ઘેર જઇને જુએ છે તો રેણુંકના ઘેરમાં બિછાનાપર પિતાજીને પોઢાડય હતા અને એટલામાં તેઓને જોવા સારૂ તેઓની આસપાસ આડોશીપાડોશી તથા સગાસંબંધી આદિ માણસો વિટળાઇ વળ્યાં. મથુરી વાંસાંના બરડાપર મોકળા કેશ છોડી પિતાના મસ્તકને પોતાનું મ્હોં અરાડી; "બાપા! અરે બાપા! મારી સાથે છેવટની ધાડીએ એક શબ્દ તો બોલો! અરે બાપા! એટલા મારાપર શામાટે ગુસ્સે થયા છો!!" વગેરે બોલીને ઘેલાની માફક આરડતી હતી. શાસ્ત્રીમહારાજની પત્નિ અવલડોસી "પ્રભુ! અરે મારાપર કેવોરે પ્રસંગ આવ્યો! અને હવે હું શું કરૂં!" એમ બોલી ધડોધડ જમીન પર કપાળ અફળાવતી હતી. બાકીની નાની મોટી વહુઓ ખુણે ખાંચરે ભરાઇને દડદડ આંસુઓ ગાળતી હતી. આસપાસની બાઇઓ સામી બાજુએ એકઠી થઇ ટગર ટગર નિહાળતી હતી. તેમાંની કેટલીક તો વાતચિત કરતાં શાસ્ત્રીમહારાજના ગુણ ગાઇ ગળગળી થતી, અને કેટલીક તો વગર બોલ્યે અશ્રુધારા ચલાવતી હતી. શાસ્ત્રીમહારાજના ગોત્રની બુઢી ડોસી ડોસાં આવીને ઘેરની સ્ત્રીઓ પર ડોળા ધુરકાવી તેઓને

ચુપ રહેવાને તાકીદ આપતા હતા. કોઇ શાસ્ત્રીમહારાજનો હાથ પકડીને નાડી તપાસતું હતું. એવા સમયમાં પુરૂષોત્તમે રાધાગવરી સાથે ઘેરમાં પ્રવેશ કર્યો. તેઓને નિહાળીને તો ઘેરની સ્ત્રીઓને રડણાના અધિક હીબકાં આવવા લાગ્યાં. "અરે ભાઈ! બાપાને શું જોઇને મુંબઇ લઈ ગયા અને કેવી હાલતમાં પાછા લાવ્યા?" એમ કકળાટ કરીને પુરૂષોત્તમનાં ભાઇ ભોજાઈઓએ રડવા માંડયું. અહીં ચારે તરફથી "ચુપ રહો, મુંગા રહો છાના રહો–કેટલી પણ આ મુર્ખ સ્ત્રીઓ ! આ પ્રાણી જીવતો છતાં આગળથીજ રડી રડી અશુભ ચિન્હો સુચવે છે!" એમ બોલી જે તે ગુસે થવા લાગ્યું. છેલે શાસ્ત્રીમહારાજ આંચકી આવવાથી ડચકાં ભરવા લાગ્યા, એ જોઈ અડખે પડખેનાં માણસો ઉદાસ થઇ "અરેરે, બાપડાનું માઠું થયું" એમ બોલી તેઓ પૈકી કેટલાંક પોતપોતાને ઘેર ચાલી નિકળ્યાં. અવલડોસી અને તેઓની પુત્રીઓનો તો રડી રડીને ઘાંટો બેસી ગયો. રાધાવહુ પુનઃ સસરાજીની સેવા કરવા પાસે ગઇ પણ હવે તેઓની કરવાની સેવા તે કયા પ્રકારની રહી હતી? ઓષધ પાણી ગળાની નિચે ઉતરતું ન હોતું. ડોળાની પાંપણો ફરકતી ન હોતી અને છેવટની કાળનિદ્રાએ તેઓને કેવળ ઘેરી લીધા હતા. તથાપિ માણસની આશાનો કદાપિ નાશ થતો નથી. રાધાગવરીએ પુરૂષોતમને, યાદ આપવા જેવા મિશથી કહ્યું,–"આપણા ઘેરમાં એક હેમગર્ભાની માત્રા ઘણી જુની છે તે આપી જુઓછો કાં એકવાર?" પુરૂષોતમ બોલ્યો,–"હા, લાવ વારૂ કયાં છે તે તપાસીને. હવે આશા તો કશી રહીજ નથી. પણ યત્નતો કરી જોઈયે." તે પ્રમાણે માત્રા ઘસીને શાસ્ત્રીમહારાજના મ્હોમાં રેડી કે તુરત તે ગળા નીચે ઉતરી અને કિંચિત તેઓને સારૂં થયા જેવું દીસવા લાગયું. પરંતુ દીવો જતી વખતે જેમ મોટો થઈ પછીથી

બુઝાઇ જાય છે તેમ તેઓનો આખર આવી રહ્યો હતો. ઘરનાં માણસો તાત્પર્ય સમજી શક્યા નહીં તેથી શાસ્ત્રી મહારાજની હુશિયારી જોઇ પરસ્પર હળુ હળુ સંતોષની વાતચિત કરવાં લાગ્યાં. પરંતુ પોતાનું ભવિષ્ય શાસ્ત્રી પોતે પૂર્ણપણે સમજી ગયા હતા, અને તેથીજ તેઓએ આ વેળાએ દીકરાઓને પોતાની પાસે બોલાવી બેસાડી ગંભિર મુદ્રાથી ગુઢ શબ્દોમાં કહ્યું,—"બેટાઓ, હવે હું જાઉં છું. હું તમારો કોણ અને તમે મા—! છુટયો સઘળો સંસા—! પણ બેટા, સંસાર સર્વ વ્યર્થ આ! ખરૂં સુખ અને ખરૂં જન્મ સાર્થક ઇશ્વર ભક્તિમાં આ—ઇ—તે કરો.—સંભાળો; સુખી રહો.— હવે હું જા—રા.—" એવા શબ્દો મ્હોંમાંથી નિકળતા નિકળતાં તે એકાએક બંધ થયું, આંખો અધુકડી રહી, જમણા પગનો અંગુઠો હલવા માંડયો અને સરાસરી બેચાર મિનિટમાં તો શાસ્ત્રીમહારાજે આ લોક તજી દીધું. સ્વર્ગે સિધાવ્યા. અને તે વેળાએ જે કળાહોલ્ર થઈ રહ્યોતેનું વર્ણન થઈ શકે તેમ નથી. એટલામાં મળસકું થયું ત્યારે હરિરામ સગાં સંબંધીને બોલાવી લાવ્યો, અને ત્યારકેડે સર્વે કાંઈ તૈયારી કરી શાસ્ત્રી મહારાજને સ્મશાન તરફ લઇ ગયા.

પ્રિય વાંચનાર બેહેનો, વિસ્મિત થતા નહીં. પ્રથમજ તે જગોએ શું થયું તે તપાસો શાસ્ત્રીમહારાજનું પ્રેત્ત જ્યારે ઘેરમાંથી બહાર કહાડયું, ત્યારે સ્ત્રીઓની વિલાપધ્વનીથી કેવળ ફેં ફાટી—આકાશમાં પ્રતિધ્વની થઈ રહી. મથુરાં અને ગોદાવરી "અરે બાપા! અમોને તજીને ક્યાં ચાલ્યા—મારાબાપલીયા!" એમ મોટેથી આરડીને પિતાના પ્રેત પાછળ દોડવા લાગી—અને અવલડોસી તો જેમ કેળને મુળીયાં સાથે ઉખેડવાથી ધડદઇને જમીનપર પછાડાઇ પડેછે,તેમ કપાળમાં જોરથી ટપલા મારી ધડુસ ધડુસ છાટી કુ-

ટી એક દમ ધરણીપર ઢળી પડી. તે એવીજ રીતે ઘણો વખત બેશુદ્ધ રહી, વહુઓ ક્યાંની ક્યાં રડતી બેઠી હતી તેઓનો કશો ઢંગધડો રહ્યો નહતો, રાધાવહુ અત્યાર સુધી છાતી કઠિણ કરીને જેવી ને તેવીજ ગંભીર પણ શોકમયી થઇ રહી હતી. પરંતુ હવે તેનાથી પણ ધૈર્ય ધરી વધારે વખત રહી શકાયું નહી. તે મ્હોંપર છેડો ઢાંકી હીબકાં ભરવાં લાગી. નાનો છોકરો દયારામ બ્રમિષ્ટ સરખો થઇને "બાપા–બાપા !" કરી જ્યાં ત્યાં પડવા આખડવા લાગ્યો, પુરૂષોત્તમ જોકે મહા શાંત પ્રકૃતિનો હતો તથાપિ તેપણ બાઘોલાં જેવો બનીને અશ્રુધારાને ધોતિયાં વડે લુંછતો બેઠો. શાસ્ત્રીમહારાજના કુટુંબનાં માણસોને રડતાં સાંભળી આડોસી પાડોસી જાગૃત થયાં. શાસ્ત્રી મહારાજપર તેઓ સર્વની શ્રદ્ધા હતી. તેથી રાત્રીએ પણ આસ પાસના નાંના મોટાં, તેના નિર્દોષ કુટુંબનાં માણસોને દિલાસો આપી ખરખરો કરવા તથા તેઓનું શાંત્વન કરવા સારૂ દોડતાં આવ્યાં. વધારે તો શું ? પણ પ્રત્યેક બાઈયોએ પોતાનાં ધાવતાં બાળકોને જેમના તેમ મુકી દોટ મુકી; શાસ્ત્રીમહારાજના ઘેરમાં લોકોની અતિશય મેદની મળી હતી. તેઓને માટે સેંકડો લોકોની આંખમાંથી પ્રેમના પુર–પાણી ખળખળ વહેતાં હતાં. લોકો, પોતાને માટે રડે છે–કલ્પાંત કરે છે એ બાપડા શાસ્ત્રી મહારાજને કયાંથી માલુમ પડે ? છેલે કેટલાંક ઘરડાં બુઢાં માણસો, દુઃખથી રડતાં બેઠેલાં કુટુંબનું શાંત્વન ને સમાધાન કરવા લાગ્યાં; મથુરી વાટમાંજ હીબકાં ભરતી ને નિશ્વાસ નાંખતી આળોટતી હતી, તેને પકડીને અંદર આણુવાને કોઇ પ્રયત્ન કરવા લાગ્યું, કોઇ અવલડોસીને ઠીક બેસાડીને તેના મુખમાં પાણી છીપતું હતું; વહુઓ જ્યાં ત્યાં રડતી બેઠી હતી–તેઓને કોઇ ધીરજ આપી સાંત્વન કરતું હતું; કોઈ રાધાવહુને મધુર શબ્દો

બોલી છાની રહેવાને સમજાવતું; કોઇ હરીરામના છોકરાને કેડમાં લઇ પટાવતું હતું. અરેરે! આપ્રમાણે બિચારાં તે ઘરનાં સર્વ માણસો નિરાશ્રિત દીન જેવાં થઇ પડયાં, હાય હાય! આ ઘોર દુઃખ નિહાળીને કેટલું દાઝવું !!

થોડો વખત ગુજર્યા બાદ વહુઓનું રડવું બંધ થતું ગયું; પણ મથુરાં તથા અવલડોસીનું ભયંકર કલ્પાંત બંધ થયું નહીં. આડોશીપાડોશી જતાં જતાં ફરી એક વાર "અરેરે બાપડાઓનું માઠું થયું" એમ બોલી પોતાને ઘેર ચાલી નિકળ્યાં. પુરૂષોત્તમ કેવળ દીગમૂઢ—દીવાના સરખો થઇ રહ્યો, અને તે એકજ જગોએ ભીંતને ટેકો આપી ઘણો વખતસુધી આંખો મીંચીને બેઠો હતો. તે પણ છેલે પોતાના સુવાના ઓરડામાં જઇને પડયો.

એવી રીતે મૃત્યુની તે ઘોર રાત્ર પુરી થઇ; હવે પ્રભાત ખુલી નિકળ્યું. પશુ પક્ષી જાગૃત થઇ રાન અને ડુંગરમાંથી બહાર પડી કિલકિલ શબ્દ કરી આકાશમાં અહીં તહીં ઉડવાં લાગ્યાં. આસપાસના લોકો પણ પોતપોતાને ધંધે વળગ્યાં; પરંતુ માત્ર શાસ્ત્રીમહારાજનું ઘર દુઃખદાયક વંટોળિયાનાં સપાટામાં સપડાઇલાં બાગબગીચા પ્રમાણે અવ્યવસ્થિત થઇ રહ્યું. સૂર્ય નારાયણે તે એકજ ઘર ઉપર રૂષ્ટ થઈ પોતાના દેદીપ્યમાન કિરણોથી તેને પ્રકાશિત નહીં કરવાથી જાણે તે ઘોર અંધારાથીજ ઘેરાઇ રહ્યું હોય એમ દીસવા લાગ્યું.

---

## પ્રકરણ આઠમું.

**પરલોકવાસી શાસ્ત્રીમહારાજનું સર્વ પારલૌકિક કર્મ તેઓના પુત્રોએ તેરમા દિવસ સુધી કર્યા બાદ પુરૂષોત્તમ પાછો મુંબઈ જવા નિકળ્યો. ત્યારે તેને એક મોટો વિચાર**

થયો. તે એ કે સઘળાં કુટુંબનું ચરિતાર્થ ચલાવવાનો બોજો તે બાપડા એકલાનાજ શિરપર પડયો. તેની પરિક્ષા પણ પાસે આવી. સ્કોલરશિપના જે કંઈ થોડા ઘણા રૂપી આ તેને મળતા હતા, તેમાં તેનું પોતાનું ખરચ માંડમાંડ પુરૂં થતું હતું. અહીંયાં ઘેર તરફ જોઇયે તો દર મહિને વીશ પચીસ રૂપીઆ મોકલાવ્યે પણ પુરૂં ન થાય એવી સ્થિતિ હતી. પુરૂષોત્તમનો વિચાર એવો હતો કે ગમે તે થાઓ પણ બીજા થોડા ઘણા મહિના કાલેજ છોડવી નહી. કદાચ એકાદ બીજું વધારે ટયુશન મેળવી તેનાથી કંઇ મદદ મળે તેવો યત્ન કરી જોવો. પરંતુ પુનઃ મનમાં આવે કે થોડાં લાભને ખાતર ટયુસન પકડી અભ્યાસમાં અડચણ લાવવી એ યોગ્ય નહી. એવા અનેક વિચારો તે-ના મનમાં ઘોળાવા લાગ્યા. અને છેલે કયો માર્ગ પસંદ કરવો તેનો નિર્ણય બાપડા પુરૂષોત્તમથી એકાએક થઇ શકયો નહી.

અહીંયાં જોઇયે તો રાધાગવરીની તેજ સ્થિતિ. તેને પણ કશી સુઝ પડી નહી. શાસ્ત્રીમહારાજ મૃત્યુ પામ્યા પ-છી ઘરમાં એકબીજાના પગરખાંનું પણ ઠેકાણું રહ્યું ન હોતું, સઘળીજ ધાંધળ ને ધાલમેલ થઇ રહી હતી. આટ લા દિવસ અવલડોસીથી શાસ્ત્રીમહારાજની ભીતિને લીધે વહુઓને વધારે ત્રાસ આપી શકાતો નોહતો, પરંતુ હવે એ-ની ધાક જતી રહેવાથી તે દિવસોદિવસ અધિક કર્કશા થતી ચાલી. શામકુંવરવહુ પણ અગાઉ કરતાં એટલી તો વાચાળ ને વઢકણી થઇ પડી કે તેની જીભમાં હાડનું નામ પણ રહ્યું નહીં. હરિરામ પણ દહાડે દહાડે મા સાથે કેવળ બે-પરવાથી વરતી ડગલે ડગલે તેનું અપમાન કરવા લાગ્યો. કુટુંબનાં માણસો અપવાસી છોને મરતાં ? તેની તે કાળ-જી કરતો હવે મુદલ હરવાળ્યો. પોતાનું, પોતાની બાયડી-

નું અને છોકરાનું ગુજરાન થયું એટલે બસ, એમ તેને લાગવા માંડયું. તે પોતાને માટે સારાસારા ખાવાના પદાર્થો, નવાં નવાં વસ્ત્રો ઇત્યાદિ વસ્તુઓ વેચાથી લેવામાંજ અર્ધે મહિનેજ પોતાનો પગાર લઇ ઉડાવતો હતો. તેનોજ ભાઈ પરમાનંદ પણ બાપ ગુજરી ગયા પછી ઘણોજ દાંડગો બન્યો. અવલડોસી તો ત્રીજી વહુ–જસોદાવહુની અગાઉ કરતાં વધારે તરફેણ કરવા લાગી. જરા કંઈ થયું કે, તેણે લાગલું ઉછળવા ને આરડવા માંડવું અને તેનો પક્ષ ખેંચીને જેના તેના પર દાંતવડકિયાં કરવા. પુરૂષોત્તમે મુંબઇ પહોંચ્યા પછી પેહેલેજ મહીને સર્વથી છુપી રીતે એક મારવાડીના પચીશ રૂપીઆ કરજાઉ કાહાડયા અને તે ઘર ખરચને માટે માતુશ્રી તરફ મોકલાવ્યા. એ ગુપ્ત વાત જ્યારે રાધાગવરીના જાણવામાં આવી ત્યારે તે શાહાણી સુંદરી બહુ ચિંતાતુર થઇ-મહા કાળજીમાં પડી. અને તેણે લાગલોજ એક પત્ર પોતાના પ્રાણનાથને લખી મોકલાવ્યો—તે નિચે પ્રમાણેઃ-

**અત્યંત પ્રિય પ્રાણનાથ !**

**આપના આશિર્વાદથી અત્યાર સુધી આ આપની આજ્ઞાંકિત દાસી સુખરૂપ છે. વિશેષ ત્રણ દહાડા અગાઉ મેં આપને એક પત્ર મોકલી અહીંના જાણવા જોગ સમાચાર લખી જણાવ્યા છે, પરંતુ લાગલાજ આ બીજો પત્ર લખવાનું કારણ એટલુંજકે પિતાજી ગુજરી ગયા ત્યારથી અહીં કોઇ, કોઇનો 'ન સુર ન ચોલો' એવી અંધાધુધી ચાલી રહી છે. આટલા દિવસ એ સર્વ આપને ન જણાવવાનું કારણ એજ કે તેથી ખાલી આપનું ચિંતામયી મનડું વધારે દુભાય. પણ હવે જણાવ્યા વિના રહી શકાતું નથી. હમણાજ મારા સાંભળવામાં આવ્યું**

છે કે આપે ઘેર ખર્ચ મોકલવા માટે કરજાઉ પૈસા કહ્ડેલા છે, એથી હવે આપણા કુંટુંબમાં કરજનો સળો પેઠો એમ હું માનું છું. એ બાબત આપે મને મુદલ વાકેફ કરી નહીં, તેમજ તે આપે યોગ્ય કરેલું હોય એમ મને લાગતું નથી એથી મને અત્યંત માઠુ લાગે છે. જુઓ વારૂ, પ્રાણનાથ! આપના દુ:ખની હકીકત સાંભળી તેને વાસ્તે મેં કદીજ અનાસ્થા કરી છે શું? એમ છતાં એ વાત મારાથી ગુપ રાખવા જોગ મેં આપવાનો કયો અપરાધ કર્યો છે? ત્યાં કાળજીથી આપનો જીવ ઝુરી મરે અને અહીં મારે ખુશાલ બેઠા બેઠા ઘોરવું. એવી શિક્ષાને પાત્ર મારાથી શો ગુન્હો નિપજયો છે? નાથ! આપ સમજોજ છો કે આપની ઉદાસી મટાડવા માટે કદાચ મારો પ્રાણ સમર્પણ કરવો પડે તોપણ હું તેની વધારે દરકાર કરીશ નહી. આપનું મુખ કિંચિત ઉદાસ દેખાયું કે મને ઘણું દુ:ખ ઉપજે છે તે શું આપ જાણતા નથી? પ્રાણનાથ! તો પછી આજે આપ મારા કયા પ્રકારના વાંકથી ભિન્નભાવ કરવા લાગ્યા છો? લોક વાયકાથી મને એવું માલમ પડયું છે કે આપનો વિચાર કાલેજ છોડવાનો છે તો કૃપા કરી તેમ કરશો નહીં. ગમે તેમ કરીને પરિક્ષા થાય ત્યાં સુધી આટલો મહીનો નિયમિત કહાડો અને ત્યાં સુધી બીજાઓને ખાનગી ભણાવી પૈસા મેળવવાની ભાંજગડમાં પડશો નહીં. કારણ એથી કદાચ પરિક્ષામાં પાસ થવાને અડચણ આવશે. જોઇયે તો વળી વધારે દિવસ ઘરસંસાર નિહાળવાને બેલાશક આપે આપની રાધેને આજ્ઞા આપવી. મેં આજેજ મારા પિતાને પત્ર મોકલાવ્યો છે. તેમાં એવી મતલબનું લખ્યું છે કે તેઓ જે દર મહીને મને ખરચવાને મુંબઇથી દસ રૂપીઆ મોકલાવેછે, તે તેઓએ પરબાર્યા આપને ત્યાં આપવા, અને આપ તે લઇ અહીં માતુશ્રીને

મોકલાવશો. મેંજ એ દસ રૂપીઆ અહીંથી માતુશ્રીને આપ્યા હોત, પરંતુ તેમ કરવાથી તેમને કદાચ અપમાન થવા જેવું લાગે અને એટલાજ માટે આપ બારોબાર તે માતુશ્રીને મોકલાવશો તો ઠીક થશે. આ પત્ર લાવનાર માણસ સાથે મેં મારા ગળાની મોહનમાળા મોકલાવી છે તે વેચવાથી જે રૂપીઆ ઉપજે તેમાંથી બીજા પંદર, મારા પિતા તરફથી જે દશ રૂપીઆ મળે તેમાં ઉમેરી કુલ રૂપીઆ પચીશ દરમહીને અહીં માતુશ્રીને મોકલાવતા જશો. મહીને મહીને પચીસ રૂપીઆ મળ્યા એટલે ઘરસંસાર રૂડી રીતે ચાલશે; આ બાબત આપ મનમાં કશું ખોટું લાવશો નહીં. આપને મારા ગલાના સોગન છે—આપ આ માળા પાછી મોકલાવશો નહી. ઈશ્વર કૃપાથી આપણા આ દિવસો જઈ જ્યારે સારા દહાડા આવશે, ત્યારે એવી કેક માળા મારા ગળામાં આવી પડશે. આજ તો આપજ મારા ગળાના રત્નહાર છો અને આપજ મારા અમુલ્ય ભુષણરૂપ છો; ત્યારે આવી મોહનમાળા અત્યારે શા માટે જોઇયે? ઘણા દહાડા થવા આવ્યા; આપના તરફથી પત્ર નથી તેથી એક એક દિવસ વરસ પ્રમાણે થવા લાગ્યો છે માટેજ પત્રનો ઉત્તર મોકલાવશો. ચાતક પક્ષીની પેઠે રાહ જોઇ બેઠી છું. હાલ એજ.

મુકામ નવસારી,<br>ભાદ્રપદ વદ ૫.

આપની નમ્ર દાસી,<br>રાધા.

રાધાગવરીનો આ ઉપરનો પત્ર વાંચી પુરૂષોત્તમની આંખો આંસુઓથી ભરાઇ આવી અને તે ગળગળો થઇ ગયો. પોતે પોતાની રાધેને ગુપ્ત વાત જણાવી નહીં તેથી તેનું મન તેનેજ ખાવા લાગ્યું. પરંતુ રાધાગવરાએ લખી

મોકલેલી સુચના પ્રમાણે વ્યવસ્થા કરવાને તેના મનડાએ કહ્યું કર્યું નહીં. એક વાર તેના મનમાં આવે કે કાલેજ છોડીને કોઇ પણ ઠેકાણે ચાકરી ધંધો કરવો; પરંતુ પુનઃ યોગ્ય વિચાર કરતાં તેનું મન તેમ કરવાને ના પાડતું હતું. છેલે કયો રસ્તો ધરવો-તેમાંનું તેને કશું સુજ્યું નહીં, ત્યારે નિરૂપાયે રાધાગવરીએ સૂચવ્યા પ્રમાણેજ તેણે વર્ત્તવાનો નિશ્ચય કરી, લખી મોકલ્યા પ્રમાણે સર્વ વ્યવસ્થા કરી. તથાપિ જેમ કાચનું વાસણ એક વાર ફુટયું એટલે નિરૂપયોગી થઇ રહ્યું-તેને જોઈએ તે કરો પણ તે ફરીથી સધાતું નથી, તેમ શાસ્ત્રીમહારાજની હયાતીનો જે ભારબોજ તેની સાથે ગયો તે પુનઃ લાવતાં લાવી શકાયો નહીં. મુંબઈથી પુરૂષોત્તમ તરફથી દર મહીને રૂપીઆ આવવા લાગ્યા; શિવાય ગામમાં વડિલોપાર્જિત ચાલતી આવેલી જજમાની ચાલુજ હતી; કુટુંબનાં માણસોને પેહેરવાને જાડા મોટાં લુગડાં અને ખાવાને કાચુંકોરૂં પેટ ભરીને અનાજ મળતું હતું, પરંતુ તે ખાધેલું અન્ન કોઈના શરીરને સુખાકારી થયું નહીં. દિવસે દિવસે દેરાણી જેઠાણી, સાસુ વહુ અને ભાઈ ભાઇયોમાં કલહ વધતો ગયો અને ખેદ ખણખોદ ને રાડવઢવાડ થવા લાગી; અગાઉ હરિરામને માએ જરા કહ્યું કે તે લાગલોજ તોબરો ચઢાવી તીખલી થતો અને માનો ગુસ્સો બાંઇડીપર ઉતારતો હતો, પરંતુ હવે તે ઉલટો બાયડીનો પક્ષ ખેંચી મા ઉપર મ્હોં ચલાવવા લાગ્યો. શામકુંવરની તો વાત શીદ પુછો છો ? સાક્ષાત ઝેરીલી સર્પિણજ તે ! જરા કંઇ થયું કે ફુસ્સ દઇને તે ફુંફાડો માર્યા વિના રહેતી નહોતી અને સાસુના ચાંદુડિયાં પાડી નહીં બોલવા જોગ શબ્દો બોલતી હતી. કહેવત છે કે "ચાર દહાડા વહુના અને ચાર દહાડા સાસુના" એ કાંઈ ખોટું નથી. બિચારી અવલડોસીથી એ પ્રમાણે વહુઓ

તરફથી થતી અપ્રતિષ્ઠા અને અપમાન જ્યારે સહન ન થઈ શકે, ત્યારે તે ગુસ્સાના આવેશમાં બબ્બે ચારચાર દહાડા કોરડી લાંઘણુ ખેંચી કહાડતી; કીંવા કદી કદી પરમાનંદની છોકરીને લઈને પડોસમાં કોઇને ઘેર જઇ બેસતી અને ત્યાં કાલુડી બનીને કાંગાવેડા કરતી હતી. પૂર્વે પરમાનંદ માતાનો પક્ષ લઇ ભોજાઇયોને ધમકાવતો હતો, પણ હવે તેમ કરવાને તેનાથી ધીરજ ધરી શકાતું નહોતું. પરમાનંદને મુળથી ટેવ પડી ગયાને લીધે ભુલથી તેના મ્હોંમાંથી શામકુંવરના ઉદ્દેષે ઓછો વધતો શબ્દ નિકળી જતો અને તેથી છેલ્લે ભાઇઓ ભાઇઓમાં ઝબરી ગાળાગાળી ને મારામારી નિપજતી હતી. આખરે હરિરામના ચિરડાઉ સ્વભાવથી અને માના કળકળાટથી કંટાળીને પરમાનંદે આગળની પેઠે ચાકરી શોધવાના હેતુથી પોબારાં ગણ્યા. પણ આ વખતે તે કઇ જગોએ નાસી ગયો તેનો ઘરનાં માણુસોને કશો પત્તો લાગ્યો નહીં. મથુરી અને પરમાનંદની સ્ત્રી જસોદાવહુનો હવે ઘેરમાં કુતરૂં પણ ભાવ પુછનાર રહ્યું નહોતું તથાપિ તેઓ પણ બીજાંઓની સાથે સામેલ થઇ ડગલે ડગલે બાપડી રાધાગવરીનું અપમાન કરવાં લાગ્યાં; સારૂં થનાર કે રાધાગવરી બિચારી શાંત શાહણી–તેથી તે તરફ તેણે ખામુંખા દુર્લક્ષ કર્યું, નહીતર બળતામાં ઘી હોમવા જેવું થવાથી કલહજવાળા ઘરને બાળીને ખાખ કરી નાંખ્યા વિના રહેત નહી. શાસ્ત્રીમહારાજે અંતકાળે રાધાગવરીને જે ચાર શબ્દો કહ્યા હતા, તે તેણે અંતઃકરણમાં કોતરી કાઢયા હતા અને તે થીજઘરમાં જેટલી શાંતતા તેનાથી રાખી શકાય તેટલી રાખવા માટે તે મહા મથન કરતી હતી. તેનાં માબાપે રાધાગવરીને હથેલીપર નચાવીને અનેક લાડમાં નાનાથી મોટી કરી હતી. રાધાગવરી તેઓના હૈયાનો હાર થઈ રહી હતી. જે રાધાગ-

વરી કોઇએ કંઈ કહ્યું કે તુરત ઓછું આણી આંખમાં આંસુ લાવી માબાપની આગળ રાવ કરતી હતી, લાડકવાઇ બનીને મનમાનતી વસ્તુઓ દુરાગ્રહથી ખરીદતી, મનમાનતું ઓઢતી પેહરતી–એજ આપણી આ નાજુક રાધાગવરી અત્યારે સમુદ્ર સરખી ગંભીર, શાંત અને ઉદાર થઇને સર્વ માનાપમાન વિસરી ગઇ હતી. વધારે શું કહેવું? પણ આવા અડાકડીને પ્રસંગે તે બાપડી, કજીયાખોર ને કર્કશા સાસુને વિનવણી ને કાલાવાલા કરતી; વખતે અડપલી ને ઉતાવળી શામકુંવરને શિખામણ આપી વિનયથી સમજાવતી, વખતે મસ્તીખોર મથુરીનો હાથ પકડી તેની ક્ષમા માંગતી અને વખતે જસોદાવહુ ગુસે થયાં હોય તો એકાંતમાં તેની સામા ટપટપ આંસુઓ ગાળતી હતી; તો પણ તે તમામ "ઉંધા ઘડાપર પાણી ને સર્વ ધુળધાણી" એ કહેવત પ્રમાણે થતું હતું. સારાંશ શાસ્ત્રીમહારાજના સુખી કુટુંબમાં અત્યારે એવો તો વિખવાદ પેઠેલો હતો કે તે પાછું એકમત ને સંપીલું બનવાની મુદલ આશા રહી નહોતી. ઘરનો અંધાધુંધીભરેલો કારભાર એવી માઠી હાલતે આવી પહોંચ્યો છે, એ પુરૂષોત્તમને મુદલ માલમ નહોતું. તે બાપડો તો દરમહિને ઘેરમાં રૂપિયા મોકલાવ્યે જતો હતો અને રાધાગવરી તરફથી નિયમિત ક્ષેમકુશળના આવેલા કાગળ પત્રો વાંચતો. પુરૂષોત્તમનું મન ખાલી વ્યગ્ર થાય નહી માટે રાધાવરીએ ઘરની ઘેલચ્છા તેને મુદલ લખી જણાવી નહોતી. કોળિયા અનાજને માટે પણ પોતાને જે હાલ હવાલ ને અપમાન સહન કરવું પડતું હતું તે બિલકુલ તેણે તેને જણાવ્યું નહોતું.

હશે, પણ અહીં તેજ પુરૂષોત્તમ બી૦ એ૦ ની પરીક્ષામાં બેઠો. અને તેમાં પાસ થઇ તે પેહેલે નબરે આવ્યો. અગાઉ પરિક્ષા પુરી થયા બાદ તે પ્રત્યેક વખતે એક વાર

ઘેર જઇ આવતો હતો. પરંતુ આ વેળાએ એ વિચાર માંડી વાળી ચાકરી મેળવવાનો તે પ્રયત્ન કરવા લાગ્યો. ગધાગવરી વારંવાર તેને ઘેર આવવા માટે લખતી હતી અને તે આજ આવું છું, કાલે આવીશ, એમ લખી તેના મનનું સમાધાન કરતો હતો. છેલ્લે ચાકરી મેળવવાના હેતુથી તે એકાએક પરભારો બહારગામ ગયો. અહીં એક દહાડો એવું થયું કે મુંબઇ જનારા એક કણબીને રાધાગવરીએ પત્ર આપ્યો એ લઇ તે પુરૂષોત્તમના રહેઠાણનો શોધ કરતો મુંબઇ આવ્યો. પુરૂષોત્તમ તે વખતે બાહાર ગયલો હોવાથી તેને મળ્યો નહીં. પાડોશના લોકોએ કહ્યું કે આજ કેટલાક દહાડા થયા તે અમારી દૃષ્ટિએ પડ્યો નથી–મુંબઈ છે કે બાહારગામ છે તે પણ અમારા જાણવામાં નથી. પછી તે કણબીએ નવસારીના જે લોકો જ્યાં જ્યાં રહેતા હતા ત્યાં ત્યાં પુરૂષોત્તમની ચોકસી કરી પરંતુ કોઇ ઠેકાણેથી તેને બરોબર શોધ લાગ્યો નહીં.

---

## પ્રકરણ નવમું.

અમદાવાદ હાઇસ્કુલના હેડ માસ્તરે પેન્શન લીધાથી તેની જગો ખાલી થઇ છે, એવી બાતમી પુરૂષોત્તમને મળી હતી. ત્યારે તે જાતે ડાયરેક્ટર સાહેબને મળવા માટે એકાએક મુંબઇથી પુણે નિકળી ગયો. ત્યાં ગયા પછી ડાયરેક્ટર સાહેબ, તેની વિદ્વતા જોઇ ઘણાજ ખુશી થયા અને તેની અમદાવાદ હાઇસ્કુલના હેડ માસ્તરની જગોએ નિમણુંક કરી. નોકરી મળ્યા બાબત પુરૂષોત્તમે રાધાગવરીને પત્ર મોકલાવ્યો; પરંતુ એ પત્ર નવસારી પહોંચ્યા અગાઉજ રાધાગવરીએ એક વટેમાર્ગુ જોડે પુરૂષોત્તમને આપવા એક પત્ર લખી આપ્યો હતો, તેથી વટેમાર્ગુનો અને પુરૂષોત્તમનો

મેળાપ થયો નહીં. આ પ્રમાણે પુરૂષોત્તમને અમદાવાદ ગયે બે ત્રણ મહિના થઇ ગયા, અને એટલા વખતમાં તો શાસ્ત્રીમહારાજના ઘેરમાં ઘણી ઉથલપાથલ થઇ. પાછળ કહ્યા પ્રમાણે પરમાનંદ ક્યાં ગયો તેનો અત્યાર સુધી કશો પત્તો લાગ્યો નહીં. હરીરામ માતુશ્રી સાથે વઢવાડ કરી આખરે જુદો થઇ રહ્યો. રાધાગવરી ગર્ભવંતિ હોવાથી સુવાવડ કરવા પિયરમાં આવી રહી. રાધાગવરીનો ભાઇ વિઠલ, પુરૂષોત્તમની પરવાનગીથી નવસારી જઇ તેને પોતાને ઘેર લઇ આવ્યો હતો.

રાધાગવરીના બાપનું નામ કરૂણાશંકર ઉપાધ્યા; તે મુંબઇની ટંકશાળમાં એક મોટા હોદ્દાપર નોકર હતા. તેને દર માસે ત્રણસો રૂપિયા પગાર મળતો હતો અને થોડાજ દહાડામાં એ કામમાં તેની અધિક હુશિયારી જણાઈ આવવાથી તેઓના પગારમાં સો રૂપિઆનો વધારો થયો. તેઓ સ્વભાવે ઘણાજ સાદા અને માયાળુ હતા. તેઓને માત્ર સંતાનમાં વિઠલ અને રાધા એ બેજ બાળકો હતાં. વિઠલ ઉમરમાં પુરૂષોત્તમનો બરોબરીયો હતો. વિઠલે કાલેજ તજ્યા બાદ તેને એક વકીલની ઑફિસમાં સારી ચાકરી મળી હતી. રાધાગવરી પૂર્વેનીજ સઘળાં ઘરબહારની લાડકી અને વળી તેમાં ગર્ભવંતિ છતાં પિયરમાં આવેલી, તેથી તેનાં માબાપને કેટલો આનંદ થયો હશે? તેની કલ્પના વાંચનારી બેહેનોએજ કરવી. રાધાગવરીને આળસનો અંતઃકરણથીજ તિરસ્કાર હતો. માબાપ હમેશાં તેને "કંઈ કામ કરતી નહીં" એમ કહેતાં, પરંતુ તેનાથી સ્વસ્થ બેસી રહેવાતું ન હોતું. બાપા ઘેર આવે કે તેને હાથ પગ ધોવાને પ્રથમ પાણી લાવી આપવું, જમતી વખતે પણ પાણી આદિની તજવીજ તેણેજ કરવી, એવાં અનેક ઘરનાં નાનાં મોટાં કામો તે પુષ્કળ કરતી. વિઠલભાઇને ત્રણ બાળકો હતાં—તેઓનાં લાલન પાલન કરવામાં તો તે

સદાજ હોંશથી ગુંથાયલી માલુમ પડતી અને એ જોઇને કરૂણાશંકર-પિતા તેના તરફ જોઇ હસીને કૌતકથી કહેતા "રાધા એ શું ? શું તને અહીંયા એટલાજ માટે બોલાવી છે? ઇશ્વર કૃપાથી મારા ઘેરમાં ચાકર માણસોના ટોટા નથી, તો પછી તારે એ ખટપટ કરવાની જરૂર શી ? ચાર દહાડા તું પિયરમાં આવી છો, માટે ખુશાલ બેસ અને રૂચે તે ખા, પી." સારાંશ, કરૂણાશંકરનો પ્રેમ તેની એકની એક કન્યાપર વાસ્તવિક કરતાં વિશેષ હતો. તેજ પ્રમાણે વિઠલના નાનાંનાનાં બાળકોપર પણ તેનો પ્રેમ કાંઇ કમી નહોતો. બાળકો તો જાણે તેના હૈડાનાં હારજ હતાં. કચેરીમાંથી આવીને જેવો ઘેરમાં પગ મુકયો કે તેઓ લાગલાંજ દાદાની ચારે તરફ વિંટળાઇને ગેલ કરવા મંડી જતાં; દાદા જમવા બેઠા કે તુરત તેઓની સામે બેસી આગળથીજ તેઓ જમવા લાગતાં; દાદા સ્નાન કરવા લાગ્યા કે લાગલાજ તેઓ પણ સ્નાન કરવાનો હઠ લઇ બેસતાં; દાદા ઉંઘાવા ગયા કે તેઓ પણ તેઓની સાથે જઇ તેઓના બિછાનાપર ધિંગામસ્તી કરવા લાગતાં, અને છેવટે ત્યાંજ નિદ્રાવશ થઇ જતાં; જમતી વખતે તેઓ કદાચ પાસે ન હોય તો દાદાને અનાજમાં મિઠાશ લાગતી ન હોતી. વિઠલના સૌથી નાના છોકરાની તો જમતી વખતે પુરી જોવાજોગ ગમતજ થતી. તેને માટે કરૂણાશંકર અવળી આંગળીઓ વડે કાલવેલા દુધભાતને બારીક રાબ સરખા કરી બે. આંગળીયે હળુજ તેને કોળીયા ભરાવતા હતા. અને એ જોઇને છોકરો પક્ષીની પેઠે પોતાના બે હાથો ઊંચા કરી હલાવતો અને સામાં ચાંદુડિયાં પાડી ખીખીખી હસતો તથા કેટલીક વખતે પોતાનું નાની ડાબલી સરખું મ્હોડું ઉઘાડી તેમાં દાદાની આંગળી ઉપરના દુધ ભાત એકદમ લઇ લેતો એટલુંજ નહીં, પણ ઘરડાં ડોસાં-

ની પેઠે ઘણીવાર તે મ્હોંમાં મમળાવતો. એ રીતે તેનો જમવાનો સમારંભ દેખી કરૂણાશંકરને અતિ આનંદ ઉપજતો હતો. રાધાગવરીની માતુશ્રી લાડકવાયા દીકાને માટે કેટલીકવાર કપાળમાં કરચલી વાળતી, આંખો ચકળવકળ ફેરવતી ને લગાર ગુસ્સે થયા જેવું કરતી હતી. જમતી વેળાએ ત્યાંથી તેને તે કદી ઘસડી જાય તો "દાદા દાદા" એમ બોલીને તે કીકીયારી કરી મુકતો અને તેથી કરૂણાશંકરને બહુ માઠું લાગતું અને એટલાજ માટે તે કદી કદી રાધાગવરીની માતુશ્રીપર ગુસ્સે થતા હતા. રાધાગવરીની માતુશ્રીની એવી વર્તણુંક વાસ્તવિક જોતાં કેવળ ગ્યોગ્ય હતી. કેમકે રાત્રીએ બાળકો સુતેલાં છતાં તેઓને ઉંઘમાંથી ઉઠાડી કરૂણાશંકર પોતાની સાથે તેઓને જમાડવા બેસાડતા અને એવે વખતે રાધાગવરી તેઓને હસીને કહેતી કે, "પિતાજી ખરૂં કહો, આપ એકલા જમો તો તેથી આપને જમવા જેવું લાગતું નથી શું?" ત્યારે કરૂણાશંકર હસીને તેને ઉત્તર આપતા,— "દીકરી હવે વધારે દીવસ નથી જોઇતાં, કાલ સવારે તું છોકરાંની મા થઇશ એટલે પછી તેઓથી શું આનંદ છે તે તને આપોઆપ જણાશે."

હશે, પણ કહેવાનું એટલુંજ કે, કરૂણાશંકર ઉપાધ્યાના કુટુંબ સરખું સુખી કુટુંબ આપણા જોવામાં જવલ્લેજ આવતું હશે. ખરેખરજ એટલું સાલસ અને પ્રેમી કુંટુંબ સાંપડવું એ મહાભાગ્યની વાત છે. કરૂણાશંકરની પત્નિને બીજી કન્યા નહીં હોવાથી કીંવા ગમે તે બીજાં કારણથી કહો, પણ તેની માયા પોતાની વહુપર કન્યા સરખી હતી. તેણે તેને ગુસ્સાથી અથવા અપશબ્દથી કદીજ હાંક મારી નહોતી; તેમ વહુ પણ કેવળ લક્ષ્મીજ હતી, તેથી તેણે પોતાપર સાસુ ગુસે થાય એવો પ્રસંગ કદીજ આવવા

દીધો નહોતો. વહુ ઉમરમાં રાધાગવરી જેવડી હતી. અને આ નણદ ભોજાઈને પરસ્પર સગી બ્હેન કરતાં વિશેષ પ્રેમ હતો. રાધાગવરી પિયરમાં આવી ત્યારથીજ ભાભીના આનંદનો પાર રહ્યો નહોતો. રાધાગવરી પણ હમેશા ભાભી સાથે હાસ્યમુખ રાખતી. બંનેએ સાથે જમવું, સાથે ગાવું, સાથે વાંચવું, સાથે કંઈવું, સાથે ઉઠવું—સારાંશ સર્વ કાંઈ કૃત્ય બંને સાથે ને સરખી રીતે કરતાં હતાં.

આ પ્રમાણે રાધાગવરી પિયરમાં માબાપ અને ભાઈ ભોજાઇની પૂર્ણ પ્રીતિમાં રહેવાથી, સસરાના ગુજરવાથી ઘરસંસારની ચિંતા અને બરોબર વખતસર ત્યાં જમવાનું નહીં મળવાથી તેના અંગપર જે નિસ્તેજપણું વસી રહ્યું હતું, તેનો હવે હવળે હવળે અહીં નાશ થવા લાગ્યો. મુળમાંજતો તે અતિ સુંદર, તરૂણ ને ગૌરકાંતિ; અને તેમાં વળી માબાપ તથા ભાઇભોજાઇનું પુર્ણ સુખ હોય તોપછી તેના સુંદરપણાની શોભામાં શી મણા રહે? તેની શરીર શોભા તેના સદ્ગુણથી વિશેષ દીપી નિકળી અને તે આબેહુબ મનોહર દીસવા લાગી. લગ્ન થયા પછી જ્યારે તે પ્રથમજ બાપનું ઘર છોડીને સાસરે ગઇ હતી, ત્યારે એક પેટી ભરીને કપડાં અને એક ડાબલો ભરીને ઘરેણાંગાંઠા પોતાની જોડે લઇ ગઇ હતી, પણ આ વખતે તે પિયરમાં પાછી આવી ત્યારે ઘણું કરીને અડવી ને નિચોવાયલી આવી હતી તથાપિ કૃષ્ણાશંકરે તેને, દાગીના ક્યાં છે અને તેનું શું કીધું ? એવી કશી પુછગાછ કીધી નહી. પણ ઉલટી પુનઃ તેને વસ્ત્રાલંકારથી પ્રથમ પ્રેમાણેજ ભરી કહાડી. એ પ્રમાણે અહીં રાધાગવરીને સર્વ સુખો અનુકુળ થઇ પડ્યાં, પરંતુ પુરૂષોત્તમનો અને તેનો મેળાપ ઘણા દહાડા થયા થયો નહોતો—એ એક તેને મહા ચિંતા હતી. ઘેરમાં હજી આગળની પેઠેજ અંધેર કારખાનું ચાલી રહ્યું છે, એમ જ્યારે

પુરૂષોત્તમના પત્રથી તેના જાણવામાં આવ્યું ત્યારે તો તેની કાળજીનો પાર રહ્યો નહી. આ પ્રમાણે ગર્ભવંતી રાધાગવરી સુખદુ:ખમાં દિવસો નિગમન કરેછે, તેવામાં યોગ્ય સમયે તેને પેટે સુકુમાર કન્યારત્ન જન્મ્યું. આપણા લોકોમાં કન્યા જન્મી કે ઘરના સર્વ માણસોનાં મ્હોં ઉતરી ગયેલાં—કસાણાં બની રહેછે, અને કોઇ પણ વાતનો આનંદ ઉપજતો નથી, પરંતુ રાધાગવરીનું કીંવા તેનાં માબાપનું મ્હોંડું જરાપણ ઉતર્યું નહી. મ્હોં ઉતરવાની વાત તો એક બાજુએ રહી, પણ તેવા પ્રકારનો વિચાર સુદ્ધાં તેઓના મનમાં ઉત્પન્ન થયો નહી. રાધાગવરીને પેટે અવતરેલી એ પેહલીજ છોકરી, છોકરા કરતાં અધિક પ્રિય સમજી તેઓ સર્વ આનંદ માનવા લાગ્યાં. પુરૂષોત્તમને કન્યારત્ન પ્રાપ્ત થવાની ખબર જાણવામાં આવતાંજ સાત દહાડાની કેજ્યુઅલ રજા લઇ તે તાબડતોબ મુંબઇ આવ્યો અને ઘેરમાં પગ મુકતાંવાર પ્રથમ સુવાવડના ઓરડામાં જઇ, ત્યાં રાધાગવરીના પડખામાં સુતેલું નુતન કન્યારત્ન નિહાળી તે હૃદયમાં રીઝવા લાગ્યો.

---

## પ્રકરણ દસમું.

એ પ્રમાણે રાધાગવરી અત્યાર સુધી સુખ અને આનંદમાં કાળ ક્રમણ કરતી હતી, તેટલામાં તેને સાસરે ગોદાવરીના લગ્ન કરવાનો વિચાર કર્યો અને એટલા માટે બોલાવવાને માણસ આવવાથી ત્યાં તેને જવું પડયું. રાધાગવરીની ગોદાવરીપર ઘણી મમતા હતી. ગોદાવરીના લગ્ન સમયે પોતાને ખરચે પણ તેને થોડા ઘણા દાગીના કરાવી આપવા, એવો વિચાર ઘણા દહાડા થયા રાધાગવરીના મનમાં ઘોળાયા કરતો હતો. પરંતુ એ વિચાર એ

વેળાએ તેનાથી પાર પાડી શકાયો નહીં. પુરૂષોત્તમને જે થોડોઘણો પગાર મળતો હતો તેમાંથી તેને પોતાનું, તથા મુંબઇમાં દયારામનું ગુજરાન ચલાવવા ઉપરાંત પિતાનું કરજ વાળવું પડતું હતું એટલુંજ નહીં, પરંતુ નવસારીનું ખરચખુટણ પણ તેનીજ કમરપર આવી અડયું હતું, તેથી રાધાગવરીને ગોદાવરીનો વિવાહ ખર્ચ ઘણી કરકસરથી કરવો પડયો.

અમદાવાદ ગયા પછી પુરૂષોત્તમ ફુરસદનો વખત ફોકટ ગુમાવતો નહોતો. તેણે કાયદાનો અભ્યાસ સપાટાબંધ ચલાવ્યો અને તે તેજ વર્ષમાં વકીલીની પરીક્ષા આપવા મુંબઇ આવ્યો ને તેમાં પ્રભુ કૃપાએ પાસ થયો. ત્યારબાદ સરકારી નોકરીનું તેણે રાજીનામું આપ્યું અને મુંબઇમાં રહીને વકીલીનો ધંધો ચાલાવવા માંડયો. આ વાત બન્યાને વધારે દહાડા થયા નહીં એટલામાં તો તેને તે ધંધામાં પુર્ણ યશ મળ્યો. એ આપણે તેના પ્રારબ્ધજ સમજવા જોઇયે; કારણ તેની બરોબરીના કઇક વકીલો મહિને મહિને આ કોરટમાંથી તે કોરટમાં ફેરા મારતા હતા તથાપિ તેઓ પોતાનું ખરચ પુરતું પણ અત્યારસુધી મેળવી શકતા નહોતા. કેટલાક વકીલો તો હમેશા સ્માલકાજ કીંવા પોલીસ કોર્ટમાં બુટસ્ટોકિંક ચઢાવી–ઈસ્કી લાલાઓ બની “ઉપરકી અછી ઔર ભિતરકી રામ જાણે” એવો ડોળ ઘાલી સેંકડો વખત રઘવાયા ઢોરની માફક અસીલોપર ટાંપીને ફર્યાં કરતા હતા; કેટલાક તો જડજ સાહેબની સામે ખુરસી પર એસી કોઇનું ઉછીનુંપાછીનું આણેલું વર્તમાન પત્ર કીંવા પુસ્તક વાંચતા, આળસ મરડતા ને બગાસાં ખાતાં બેસી રહેતા હતા; તથા કેટલાક તો કોર્ટની એક બાજુએ–ખુણામાં ભરાઇને ખુશાલ ગામગપાટાને ખોટી કુચલીના ઇચ્છા મુજબ ગેબી ગોળા ગગડાવતા અગર રસ્તે

જતાં આ પુરૂષોની વાંદરચેષ્ટા કરતા હતા અને એ પ્રમાણે અમુલ્ય વખત એળે ગુમાવી લમણે બે હાથ મુકતા સંધ્યા કાળે તેઓ ઢીલે પગલે ઘેર આવતા હતા; પરંતુ પુરૂષોત્તમનું દૈવ અનુકળ, એટલે તેણે જ્યારે કોર્ટમાં પ્રવેશ કર્યો ત્યારથીજ એક બે મહિનામાં પોતાની વકીલીના તેજમાં લોકોને આંજી નાંખ્યા અને પુરા ત્રણ મહિના થયા નહીં એટલામાં તો તે દર મહિને અઢીસો ત્રણસો રૂપિઆ ખીસ્સામાં નાંખવા લાગ્યો.

પુરૂષોત્તમની આવક આ પ્રમાણે કાયમ થયા બાદ પોતાની પત્નિને તેણે પોતાની સાથે લાવી રાખવાનો વિચાર કર્યો અને રહેવા સારૂ લુહારચાલમાં એક નાનું સુંદર અને સ્વતંત્ર ઘર ભાડાથી રાખ્યું. પલંગ, ખુરસીઓ, ટેબલ ઇત્યાદિ સામાન વેચાથી આણ્યો; ઘરના કામકાજ માટે એક બાણકોટી—ચકોર ચાકર રાખ્યો; રસોઇને સારૂ એક પગારદાર ભટ રાખવાની યોજના કરી; અનાજપાણી, ને મીઠું મરચું આદિ કોઠારને લગતા સામાન માટે સાહિત્ય ખરીદી લીધાં; અને છેલ્લે ઘરને ચુનો તથા રંગ દેવરાવી આરસા જેવું ચકચકિત બનાવી રાખ્યું.

અમુક દિવસે રાધાગવરી આગગાડીમાં બેસીને પોતાના તરફ આવશે, એવી હકીકતનો પત્ર પુરૂષોત્તમને અગાઉથી મળ્યો હતો. પરંતુ કોર્ટમાં પોતાના અસીલોના ઘણા કેશો હોવાથી તે દહાડે તેનાથી રાધાગવરીને લેવા સ્ટેશનપર જઇ શકાયું નહી. તોપણ તેણે દયારામને તથા ચાકરને સ્ટેશનપર ગાડી આવવાના સમયપર આગળથી મોકલાવી દીધા હતા. કોર્ટ બંધ થયા બાદ પુરૂષોત્તમ ઘેર આવીને રાધાગવરીની રાહ જુએ છે એટલામાં બારણામાં ગાડી આવી પહોંચી. પુરૂષોત્તમ ગાડી નિહાળતાંવાર માળપરથી નિચે ઉતરી આવ્યો. રાધાગવરીએ પોતાના સ્વામિને

જોતાંજ આનંદથી ગાલમાંજ હસતાં હસતાં કન્યાને તેના હાથમાં આપી તુરત પોતે ગાડીમાંથી નીચે ઉતરી. પુરૂષોતમ કન્યાને છાતી સરસી દાબી ચુંબન લેતો લેતો માળપર ચઢ્યો અને તેની પાછળ રાધાગવરી પણ ઉપર ગઇ. ચાકરે અને દયારામે ગાડીમાંથી સામાન ઉતારી ઉપર ચઢાવ્યો. રાધાગવરીએ સુમારે અર્ધી ઘડી સ્વસ્થ બેસીને પોતાના પતિને ઘરના સર્વ ક્ષેમ સમાચાર કહી સંભળાવ્યા અને પછી ઘેરમાં અહીં તહીં ફરીને "આ શું રસોડું ? આ શું નાહાવાની કોટડી? આ સુવાનો પલંગ અહીં માંડીને આ પશ્ચિમ તરફની પવન આપનારી બારી બંધ કાં કરી ? આ ટેબલ અહીં મુકયું તો ખરૂં, પણ પરાયું માણસ તેની સાથે બેહું એટલે શું તેની દૃષ્ટિ સિધી રેણાંકના ઓરડામાં નહીં જશે?" ઇત્યાદિ નાના પ્રકારના પશ્નો કરી તેણે પોતાના સ્વામિની ભુલ વિનયથી જણાવી; ત્યારે પુરૂષોત્તમે હસીને કહ્યું,-"માટેજ "गृहणी गृहमुच्यते"એવી સંસ્કૃતમાં કેહેવત છે. એટલે સ્રીનુંજ ઘર; તો હવે યથાસ્થિત વ્યવસ્થા થશે." રાધાગવરી ઘરમાં અહીં તહીં ફરતી ફરતી સામેથી આવે છે એમ જાણુતાંવાર ગડી કીંવા ભટ હાથમાંનું કામ એક બાજુએ પડતું મુકી તેને સન્માન આપવા માટે જટદઇને ઉભા રહેતા હતા. રાધાગવરીનો ઠાઠ કેટલો કહી સંભળાવવો ? ખરેખર આ વેળાએ તે એક નાનકડા કુટુંબ-રાજ્યની મહારાણી સરખી થઇ પડી હતી. એ રીતે તેણે શયનગૃહ, રસોડું, બેસવા ઉઠવાનો ઓરડો, ઇત્યાદિ સર્વ જગ્યા એક પછી એક નિહાળીને, ઇચ્છા મુજબ ઘર મળ્યું સમજી આનંદ પ્રદર્શિત કર્યો.

એટલું બને છે તેવામાં "ભટે સ્નાનને માટે પાણી ગરમ કર્યું છે ચાલો." એમ બોલી કન્યા રમાડવાને નવીન રાખેલી બાઈએ તેલ સાબુ વગેરે રાધાગવરીની પાસે મુ-

કર્યું. રાધાગવરી સ્નાન કરવા ગઇ ત્યારે દયારામ પોતાની ભત્રીજીને કમરમાં લટકાવી અહીં તહીં હીંડવા લાગ્યો. કન્યા દસ મહીનાની થઈ હતી. તે હજી બાગુ ડુડું માંડમાંડ બેસતાં શીખી હતી. દયારામે તેને દીવાનખાનામાં લઈ જઇ હીંડોળાખાટપર બેસાડી અને રમવા માટે હાથમાં એક ઘુઘરો ને ચુસણી આપ્યાં. પછી તે આનંદમાં આવીને ઘણા પ્રેમથી રમવા લાગી. હાથમાં ચુસણી લઇને એકવાર તે મ્હોંડામાં નાખી જોતી અને તે મ્હોંડામાં ન જઇ શકી તો ઘુઘરાપર તે જોરથી અફળાવતી, ને પછી થોડા વખત બાદ તે કાકાના હાથમાં આપી પુનઃ પોતાના હાથમાં લેતી; વળી યાદ આવ્યા જેવું કરી મ્હોંમાં ઘાલતી, ઘુઘરા સાથે પછાડતી ને વખતે પોતાના નાકપર અફળાવી ઉં ઇ ઉં કરી રડતી; એમ નાનાપ્રકારના ખેલ કરતી રમતી હસતી તે હીંડોળાપર બેસી રહી.

કુટુંબનાં સઘળાં માણસોને તજીને એકલી રાધાગવરીનેજ પોતા પાસે બોલાવી મંગાવી તેથી પુરૂષોત્તમને ઘણુંજ માઠું લાગ્યું. તેણે પ્રથમ હરીરામની વહુ શિવાય બાકીના ઘરનાં તમામ માણસોને પોતાની સાથે લઇ આવવાને માતુશ્રીને પત્ર મોકલાવ્યો હતો, પરંતુ વડીલ છોકરો હરીરામ તેની સાથે કજીયો કરી જુદો થયો હતો તોપણ પુરૂષોતમે તેને આ પ્રસંગે અંતરવાથી માતુશ્રીને ગુસો ઉપજ્યો અને તેથી મુંબઈ આવવાને તેણે નકાર્યું. આપણી માતુશ્રીને ગુસો ઊપજ્યો છે અને તેથી તેણે આપણા તરફ ન આવવાનો નિશ્ચય કર્યો છે, એમ રાધાગવરી આવ્યાની અગાઉં જ્યારે પુરૂષોતમના જાણવામાં આવ્યું ત્યારે તેને માટે તે બાપડો અતિશય ખેદ પામ્યો; અને છેવટે દયારામની સ્ત્રીને તથા ગોદાવરીને રાધાગવરીની

સાથે મોકલાવવા માતુશ્રીને પત્રથી તે વિનતિ કરવાને ચુક્યો નહોતો; છતાં અવલડોસીને તેમ કરવું પણ પસંદ પડયું નહી. બિચારી ગોદાવરીનું મન રાધાગવરીની સાથે મુંબઇ જવાને તલપી રહ્યું હતું પણ કરે શું ? રાધાગવરીથી સાસુની આજ્ઞા શિવાય તેને લાવી શકાય નહી. ખુદ રાધાગવરીને સાસુએ "જા," એમ મોકળા મનથી કહ્યું નહોતું. આ સર્વ કારણોપરથી પુરૂષોતમને બહુ માઠું લાગ્યું. કુટુંબમાંથી સર્વ માણુસો બોલાવવા પ્રમાણે આવ્યાં નહી તેથી તેને થોડોક ગુસો પણ ઉપજયો, તથાપિ તેણે તે ગુસાથી તેઓ તરફ જરા પણ દુર્લક્ષ કીંવા કરડી નજર કીધી નહી. તે પોતાની શક્તિ મુજબ તેઓ સર્વનું ભરણ પોષણ કરતોજ રહ્યો. અને તે તેનું કરવું સર્વ માણુસોનાં સુખ અને સમાધાનીપરથી સ્પષ્ટ દેખાઇ આવતું હતું, વધારે તો શું ? પણ હરીરામ—જે કુટુંબ તજીને વેગળો થઇ રહ્યો હતો તેને પણ દર મહિને ખરચવા માટે તે પંદર રૂપિઆ મોકલતો હતો. મળેલી સંપતિનો સારે સ્થળે ઉપયોગ થયો હોય તો તે રસાળી ભુમીમાં વાવેલા ધાન્ય પ્રમાણે ઉગી નિકળેછે. અને તેના ઉદાહરણ તરીકે આ આપણો પુરૂષોતમ બસ હતો. તેની સંપત્તિથી બીજા અનેક ગરીબ ગુરબાંનું ચરિતાર્થ ચાલવા લાગ્યું. સારાંશ, પુરૂષોતમ પોતાની સુશીલ પત્ની સાથે ખરા ગૃહાશ્રમ ધર્મનો સુખોપયોગ લેવા લાગ્યો.

---

## પ્રકરણ અગિયારમું.

તે નુતન સંસારના સૂત્રો રાધાગવરીએ પોતાના હાથમાં લીધા પછી જેમ જેમ દિવસ પછી દિવસ અને મહિના પછી મહિના જવા લાગ્યા, તેમ તેમ ઘરની ટાપટીપ

અને સૌંદર્ય પણ ઉત્તરોત્તર વધતું ગયું. જ્યારે રાધાગવરી સાસરે હતી ત્યારે સાસુજીની ધાકથી પોતાની હોંશ પ્રમાણે ઘરની યોગ્ય વ્યવસ્થા કરી તેને સુશોભિત બનાવવાનું તેનાથી બની શકતું નહોતું, અને તેમાં પણ શૃંગારના વિવિધ સાધનો અને માણસોનું પરિબળ તેના મન જોગું ત્યાં નહોતું. તે બાપડી માત્ર પોતે જાતેજ જેમ તેમ કરીને ત્યાં ઘરની સ્વચ્છતા અને ઉપર ઉપરની ટાપટીપ રાખતી હતી અને એટલાજપરથી "વેવલી વહુ" વગેરે નામો પડીને તેની કેટલી ખ્યાતિ થઇ હતી ? તે વાંચનારી બહેનોને પુનઃ કહેવું જોઇયે એમ નથી. હવે તો ઇશ્વર કૃપાથી તેને સર્વ સાધનની લીલાલેહર થઇ રહી. સાસુજીના તરફડાની કે જેઠાણી દેરાણીના રૂપણાની હવે તેને મુદ્દલ ધાસ્તી રહી નહોતી. સારાંશ તેના મનની ઘણા દહાડાની હોંશ અને લલુતા, ઘરની વ્યવસ્થા અને ટાપટીપ પરથી હવે હળવે હળવે સ્પષ્ટ જણાઈ જવા લાગી. આ નવા ઘરમાં દીવાનખાના સાથે પાંચ મોટા ઓરડા અને ત્રણ નાની ઓરડીઓ હતી. મોટા ઓરડા પૈકી એક સુવાને માટે, એક લખવા વાંચવા માટે, એક બેસવા ઉઠવા માટે, એક ઘરેણુંગાઠું અને લુગડાંલત્તા મેલવા માટે અને એક જમવા માટે; તથા ત્રણ નાની ઓરડીઓ પૈકી એક સ્નાન કરવા સારૂ, એક ધાન્યાદિ પદાર્થો સંઘરી રાખવા સારૂ અને એક રસોઇ કરવા સારૂ—એવી રીતે પ્રત્યેક ઓરડા ઓરડીની તેણે યોગ્ય યોજના કરી. ઘેરની આગળ તથા પાછળની પુષ્કળ જમીન રીકામી પડી રહી હતી, તેમાં થોડા દિવસની અંદર સુગ્ન રાધાગવરીએ નાની સરખી પણ સુંદર બાગ બનાવી દીધી; જેથી તે અપૂર્વ ને રમણીય દીસવા લાગી. પછી તે બાગને માટે આગળ જતાં એક માળી પણ રાખવો પડયો. આ સુશોભિત ગૃહવાટિકા-

માં પ્રત્યેક સ્થળે ભાતભાતનાં ફળવૃક્ષો, પ્રત્યેક રંગ બેરંગી કુંડાઓમાં નાનાપ્રકારનાં ફુલઝાડો, હારદોર ગોઠવેલાં લીલા કંચન જેવાં એક સરખાં વિલાયતી વૃક્ષો, નાનકડા રસ્તાની બંને બાજુએ ઘોનો પાથરી દીધેલો રૂપાળો લીલોછમ ગાલીચો, શંખલા છીપોથી બદામના આકારની બનાવેલી વિધવિધ ચોકડીઓ, લીલા જમીન સરસાં ઘાસના પાથરાની વચોવચ એકેક પુષ્પરાજ, અને બાગની મધ્યે આવેલા મોટા ચોકમાંથી કોઇ ઠેકાણે વર્તુળાકાર, કોઇ ઠેકાણે ત્રિકોણ અને કોઇ ઠેકાણે સર્પાકાર જેવા આજુબાજુએ જવાનાં સાંકડા મજાના રસ્તાઓથી કંઇ અલૌકિક શોભા જોવામાં આવતી હતી. પ્રત્યેક રસ્તાની કિનારે ગુલાબ, મોગરા, જાઇ, જુઇ, ચંબેલી આદિ ફુલઝાડોની સુગંધથી બેહેંકી રહી હતી. બાગના પાછલા ભાગની છેવાડે રૂતુને અનુસરતી શાકભાજી રોપવામાં આવી હતી. બાહારથી થાકીને ઘેર તરફ આવતાં દરવાજામાં પેઠા કે તુરત બાગનો રમણીય દેખાવ દૃષ્ટિએ પડતો અને તેથી મનમાં કંઇ વિલક્ષણ આનંદ ઉત્પન્ન થતો હતો. જોકે આ નાનકડી બાગ પાંચ દસ મિનિટમાં ફરી વળાય તેવડી હતી, તથાપિ તેને નિહાળવાની તૃપ્તિ એમ એકાએક થવી મુસ્કેલ હતી. ઘેરમાં જઇ દીવાનખાનામાં નિહાળિયે તો ત્યાં માત્ર એશારામની નિરૂપયોગી કે અવ્યવસ્થિત એક પણ વસ્તુ જોવામાં આવતી નહોતી; અર્થાત લોકોને પોતાનો વૈભવ બતાવવા વાસ્તે ફોગટની એકાદી વિચિત્ર વસ્તુ ત્યાં દેવપુતળાંની પેઠે રાખી મુકેલી કદી નજરે પડતીનહોતી, પરંતુ જ્યાંની ત્યાં—બરોબર વ્યવસ્થિત ને ઉપયોગી વસ્તુઓ એવી તો ટાપટીપથી ગોઠવેલી માલમ પડતી કે જોનારના મનમાં રાધાગવરીના ડાહાપણનો સેહેજ ખ્યાલ થતો હતો. લુગડાલતાં, ઘરેણુંગાઠું અને પુસ્તકો વગેરે એવી રીતે નિયમિત જગોએ મુકવામાં આવતાં,

કે જ્યારે જોઇએ ત્યારે તે તુરત વગર શોધે મળી આવતાં હતાં. રાધાના ઘરમાં કોઇ પણ ચીજને માટે ખાંખાંખોળ કરવામાં વખત રોકાયો એવું કદીજ બનતું નહોતું. તેમજ એકાદીવસ્તુઘરમાંછે કે નહીં તેની ચોકસી કરવામાં પણ જરા વિલંબ થતી નહોતી. કેટલાક માણસોનાં ઘરમાં તે આ બાબત એટલું તો ગોંધળ જણાય છે કે, એકાદી જણસ જોતી હોય તો તેને માટે કઇક કબાટો, કઇક પેટીઓ, કઇક લબાચાઓ ને કઈક ગાંઠડા પોટલાંઓ શોધી વીંખીને નીચેનો સામાન ઉપર, ને ઉપરનો સામાન નીચે કરી નાંખવો પડે ત થાપિ તે સાંપડે નહીં. કદી એકાદું પુસ્તક જોતું હોય તે ત્રણ જણાઓ ત્રણ કલાક ગુમાવીને આખા ઘેરમાં શોધાશોધ કરે ત્યારે કાંતો બિછાના નિચેથી, કાંતો પેટીની પછવાડેથી, કાંતો જુનાપુનાં કાગળના કચરામાંથી અને કાંતો બાંધી રાખેલાં અધોતાં કપડાંના ગાંઠડામાંથી તે મહા મુસીબતે હાથ લાગે! ઘેરના એકાદા આજારી માણસને જોવા ડાકતર આવ્યો અને તેણે ઔષધ લખી આપવા માટે નસીબ ચોધડીયે કાગળ લેખણ માગી તો પછી જોઇ લેવી ઘરનાં લોકોની ધાંધલ! માંડમાંડ કાગળ મળી આવે તો લેખણ સાંપડે નહીં, અને લેખણ મળી આવે તો દોતનું ઠેકાણું નહી!! પરંતુ આપણી રાધાગવરીને તો એવી અવ્યવસ્થા તરફ જન્મથીજ તિરસ્કાર હતો અને તેનું કારણ ઉઘાડુંજ છે. ઘણીજ અગત્યની વખતે એકાદી જરૂરની વસ્તુ મળી ન આવે તો મન મહાસંતાપ પામે છે અને વળી અધુરામાં પુરૂં ઘડીના કામને માટે ચાર ઘડી વખત ગુમાવવો પડેછે. માટે એવો પ્રસંગ જેને આવ્યો હોય તેણે અવસ્ય રાધાગવરી તરફ લક્ષ આપવું. વ્યવસ્થિત અને ટાપટીપપણે હરેક વસ્તુ રાખવા મુકવાનું શિક્ષણ પ્રત્યેક બહેનોને નાનપણથી મળવું જોઇયે. અવ્યવસ્થાનો ભુંડો અનુભવ

બહુધા ઘણાં માણસોને મળી ચુકયો હશે. અવ્યવસ્થાથી મનનું સમાધાન થતું નથી પરંતુ જીવ ઉલટો વધારે ત્રાસ પામે છે, અને એટલા માટે અવ્યવસ્થા નિવારવા સારૂ પુષ્કળ માણસો પુષ્કળ વેળાએ નિશ્ચય કરી ચુકયાં હશે, તથાપિ મુળથી ટેવ નહીં હોવાને લીધે ઘેરમાં સઘળોજ ઘોંટાળો થઈ રહે છે. રાધાગવરીના હૃદયમાં યોગ્ય વ્યવસ્થા કરવાનો જે ગુણ વસી રહ્યો હતો, તેનું મૂળ કારણ તેનાં માબાપ હતાં. બાળપણથી માબાપની સ્વચ્છતા તથા વ્યવસ્થા નિહાળી તેણે તેવા ગુણો ગૃહણ કર્યા હતા, અને તેથીજ અવ્યવસ્થાપર તેનો અભાવ અને ચોખ્ખાઇપર તેની વિશેષ મમતા હતી.

ઘરનાં માણસો રાધાગવરીની સાથે નવસારીથી આવ્યાં નહોતાં એમ આગળ કહેવામાં આવેલુંજ છે, તો પણ પુરૂષોત્તમના ઘેરમાં કાંઇ થોડાં માણસોનું દળણવલણ નહોતું. બે ઘાટી ને એક રસોયો—એવા ત્રણ ચાકર માણસો ઉપરાંત તેનો વકીલીનો ધંધો હોવાથી આવ્યા ગયા પરોણા—મેહેમાનો હમેશાં એકાદ બે હોયજ. રાધાગવરીની કન્યાનું નામ કમળાગવરી પાડયું હતું. કમળા ચાલતા હીંડતાં શીખી ત્યારે સાંજની વખતે તેને સ્વચ્છ કપડાં પેહેરાવી પ્રેમો ચાકર સમુદ્ર કિનારે ફરવા લઈ જતો હતો. ત્યાંથી કમળા ઘેર આવતી વખતે હાથમાં બાગમાંનાં ફુલો કીંવા સમુદ્રપરના છીપલાં વીણી લાવતી હતી. કદાચિત પુરૂષોત્તમના અસીલો પૈકી કોઇ રસ્તામાં ભેટતું, તો તે કમળાના હાથમાં મિઠાઇનું પડીકું હલવાવાળાની દુકાનેથી લઇ આપતું હતું. આગળ જે ઘુઘરા અને ચુસણી સાથે કમળા ખેળતી ને રમતી હસતી હતી તે હવે તેણે આસ્તે આસ્તે તજી દીધાં. પોતે ભાખોડિયાંભર ચાલવા શીખી કે તુરત તેને ઘરરૂપી પ્રચંડ રાજ્યમાં પ્રત્યેક ઓરડા ઓરડાઓ પ્રાંતો પ્રમાણે દીસવા

લાગ્યાં. માત્ર બારણાનો ઉંબર ઓળાંટતી વખતે તેને ઉચકી લેવી પડતી અને કદાચ ખુરસી કીંવા બિછાનાપર બેસવાનું મન થયું કે તુરત બીજાએ તેને ઉચકીને બેસાડવી પડતી હતી. તેના ગળામાં જે ચંદ્રહાર પેહરાવ્યો હતો, તેનાથી તેનું નાજુક શરીર બેહદ દીપી નિકળ્યું હતું. કમળાએ એક એવી ચમત્કારિક રમત શોધી કહાડી કે જેથી તે અનેક બાળબચ્ચાંની એકાદી મોટી મા થઈ પડી!! વાસ્તવિક જોતાં તે બાળબચ્ચાં એટલે લાકડાંનાં અને લુગડાંનાં ઢીંગલા ઢીંગલી હતાં, તથાપિ કમળાગવરી તેની જંજાળમાં અહોરાત્ર એવી તો ગુંથાયલી રહેતી કે તે બાપડીને જમવાની પણ ફુરસદ ભાગ્યેજ મળતી! રાધામા જ્યારે તેને ઘણીવાર પટાવતી ફોસલાવતી ત્યારે તે મહા જુલમાટથી દુધ પીવા આવતી; કોઇ કોઈ વખતે નાનુ કપડું માથાપર ઓઢી લઇ એકાદી પુખ્ત સ્ત્રીની પેઠે ઓરડાના એક ખુણામાં બેસીને લાકડાની પુતળીને ખોળામાં બેસાડી છાતી સરસી ચાંપી, તેને પયપાન કરાવવા જેવો રઢિયાળી કમળા આબેહુબ ઢોંગ કરતી હતી; કયારેક વળી ઢીંગલા ઢીંગલીને ખોળામાં સુવાડતી, કયારેક તેને સ્નાન કરાવતી, કયારેક તેની પીઠપર હાથ ફેરવતી, કયારેક તેના નાક અને ગાલપર હાથ લગાડી હસતી અને કયારેક તો તેનાપર ગુસ્સે થઇ પોતાની બોબડી ભાષામાં બબડતી અને હરણી સરખા ડોળા ઘુરકાવતી હતી. આ પ્રમાણે નિર્જિવ ઢીંગલા ઢીંગલી ને કાષ્ટના પુંતળામાં પોતાનો કાળ ક્રમણ કરતી હતી. થોડા દહાડા પછી કમળાને એક સજીવ પદાર્થ રમવાને મળ્યો—એક દહાડો તે એક પડોશના ઘેરમાં ગઇ હતી ત્યાંથી એક બિલાડીનું બચ્ચું પોતાને ત્યાં ઉચકી લાવી, અને ત્યારથી તેણે ઢીંગલા

ઢીંગલીની રમત ગમત તજી દીધી. આખો દહાડો બિલાડીના બચ્ચાં સાથે રમવામાં તે ગુજારવા લાગી, તે બાપડાને ખાંધપર ઉચકવું, બગલમાં સપડાવવું, અને તેને આ ઓરડામાંથી પેલા ઓરડામાં લઇ જવું, એમ તે આખા ઘરમાં ફરતી રહેતી ને નાચતી કુદતી–સારાંશ તેનો જીવ તે બિલાડીના બચ્ચાંમાં એક સરખો લાગી રહ્યો હતો.

રાધાગવરીને રસોઈ કરવાની કે વાસણ માંજવાની ખટપટ કરવી પડતી નહોતી, તેથી તેને ઘણો ફુરસદનો વખત મળતો હતો અને તેનો ઉપયોગ કેવી રીતે કરવો તે એ સારી રીતે સમજતી હતી. પૂર્વેથીજ તેને લખવા વાંચવાનો ભારે છંદ હતો. અને તેથી સાસરિયાંમાં જોકે તેનું વગોણું ને નિંદા થતી હતી, તથાપિ ફાવે ત્યારે લખવા વાંચવાને તે વિસરતી નહોતી. મુંબઈ રહ્યા પછી નિંદાં મશ્કરીનો તેને કશો ભય રહ્યો નહીં તેથી તેણે પોતાનો અભ્યાસ ઝપાટાબંધ ચાલાવ્યો. જનાનામિશન પૈકી એક મિશનરી મડમ પણ તેને ઘેર શિખવવા આવવા લાગી. પુરૂષોતમના ઘેરની જોડમાં એક બે ઘર પછી બીજો એક વકીલ રહેતો હતો તેનું નામ મણિલાલ; બંને વકીલ હોવાથી તેનો અને પુરૂષોત્તમનો અતિશય સ્નેહ બંધાયો હતો. એક બીજાને ત્યાં જવા આવવાનો ઘણો પ્રસંગ પડવાથી મણીલાલની માતા તથા પત્નિ પ્રત્યે, રાધાગવરીનો પણ અતિશય પ્રીતિભાવ થયો હતો. મણિલાલની સ્ત્રી પણ રાધાગવરીને માટે પ્રાણ પાથરીને મોટી બેહેન પ્રમાણે તેનું સાન્માન રાખતી હતી. અને રાધાગવરી તેને ફુરસદની વખતે વાંચતા લખતાં શીખવતી હતી.

પુરૂષોત્તમ એ પ્રમાણે સુખથી કાળ ક્રમણ કરવા લાગ્યો અને તેની મિલ્કત પણ ઉત્તરોત્તર વધવા લાગી. કરજનો પણ તમામ નિકાલ થવા ઉપરાંત આ વખતે રૂ-

ધાગવરીના અંગપર એક બે દાગીના પણ આવી પડ્યાં હતાં. ઘેરનાં માણસોપર અહીંથી નવસારી વખતો વખત હુંડિયો મોકલવામાં આવતી હતી, તેથી તેઓ પણ ત્યાં આનંદથી દિવસ ગુજારતાં હતાં. એક દહાડો પુરૂષોત્તમ નિત્ય પ્રમાણે કોર્ટમાંથી ઘેર આવ્યો અને રાત્રીએ જમી ઉઠયાબાદ થોડી નિદ્રા લેવા માટે એક કોચપર આડે પડખે પડયો. તે વખતે બરોબર આઠ વાગ્યાનો અમલ થયો હતો. દીવાના પ્રકાશથી ભીંતપર પડેલી પોતાની છાંયા નિહાળી તેની સાથે કમળા ગેલ કરવા લાગી; પછી બિલાડીના બચ્ચાંને પલંગ નીચેથી ટેબલ નીચે, ટેબલ નીચેથી કબાટ પાછળ, કબાટ પાછળથી પેટી પાછળ, એમ હાંકી નસાડી છેલે ઓરડાની સાદરીપરજ ઉંઘાઇ ગઈ. ચાકર લોકો પૈકી કોઈ પાછળના ખંડમાં જમતું હતું અને કોઇ ખાલી ગપ્પા ઠોકતું હતું. પડોશના ઘેરનાં છોકરાંઓ અંગ્રેજી શબ્દોના ઉચ્ચારો મોટેમોટેથી ગોખતાં હતાં; અત્યારે ઉપર કહ્યા પ્રમાણે પુરૂષોત્તમ પલંગપર આડે પડખે પડી એક હાથે મસ્તકને ટેકો દઈ બીજે હાથે બીડી પીતો હતો, અને રાધાગવરી ત્યાંથી થોડે છેટે એક ટેબલની જોડમાં બેસીને, "ગુજરાતી"ના અધિપતિની બનાવેલી, "વિજય રંગ વિજય રંગ" એ કવિતા મધુર સ્વરથી વાંચી સંભળાવતી હતી. એટલામાં "મોટાભાઇ મોટાભાઈ; અહો મોટા ભાઇ, જરા બારણું તો ઉઘાડો." એવો અવાજ એકાએક સાંભળવામાં આવ્યો. અવાજ ઉપરથી એમ લાગ્યું કે તે દયારામ હશે. દયારામ આ વખતે એલ્ફિન્સ્ટન કાલેજમાં શિખતો હતો અને ભુલેશ્વરચાલીમાંથી કાલેજ સુધી જવા આવવામાં ખાલી વધારે વખત ગુમાવવો પડે માટે તે કાલેજમાં રહેવા ગયો હતો. જોકે આવી રાત્રીને વખતે તેનો આવવાનો મુદલ સંભવ નહોતો, તથાપિ પુરૂષો-

રામ અને રાધાગવરીના સાંભળવામાં તો તેનાજ સરખો પણ જરા ચમત્કારિક અવાજ આવ્યો, તેથી લાગલાજ પુ-રૂષોત્તમે કોચ ઉપરથી ઉત્તરી દોડતા જઇ દરવાજો ઉઘાડયો. રાધાગવરી પણ તુરત તેની પાછળ ગઇ. અને પછી—

પુરૂ૦—કોણ, દયારામ ?

દયા૦—હા મોટાભાઇ. (દરવાજાની અંદર આવીને.)

પુરૂ૦—અરે, આટલો મોડી રાતનો કયાંથી ?

દયા૦—શું કહું, મોટી આફત આવી પાડી છે.

પુરૂ૦—શું શું, વળી આફત શાની ? બોલ અરે જલ-દી બોલ !

દયા૦—બોલું શું કપાળ ! પરમાનંદ કેદમાં પડયા છે.

પુરૂ૦—શું આપણો પરમાનંદ ? અરે તે છે પણ કયાં?

દયા૦—ઈંદોરમાં. આ જુઓ, તમારા નામનો ત્યાંથી તાર આવ્યો છે.

પુરૂ૦—મારા નામનો તાર તારા હાથમાં કયાંથી આવ્યો ?

દયા૦—મને લાગે છે કે તમારૂં સરનામું તાર મોકલ-નારને માલુમ નહીં હોવાથી ભાયખાલાપર રહેનારા પરમા-નંદના એક મિત્રના નામથી તે આવ્યો, અને પછી તેણે મને કાલેજમાં લાવી આપ્યો.

પુરૂ૦—વારૂ પણ તે મોકલનાર કોણ ? ઉપર કંઇ ના મ ગામ છે કે ?

દયા૦—નામ છે પણ બરોબર વાંચી શકાય તેવું નથી.

પુરૂષોતમ તાર હાથમાં લઇને વાંચવા માટે ઉપર દી-વાનખાનામાં ગયો. રાધાગવરી પણ દયારામને અનેક પશ્નો પુછતી પુછતી દાદર ચઢવા લાગી. તાર વાંચવાથી વિશેષ કાંઇ જણાયું નહીં. તાર મોકલનારનું નામ ગણેશદવે. પણ એ ગૃહસ્થ કોણ, કયાંનો, અને પરમાનંદને શા માટે કેદ

કરવામાં આવ્યો ? એ સમજવાને તારમાં કશું પણ નહોતું. માત્ર એટલુંજ લખ્યું હતું કે,—"**પરમાનંદ કેદમાં છે, દુખદ અવસ્થા; જલદી આવો.**"

પ્રિય વાંચનાર, આવા ટુંકા લખાણથી કેટલું ગોંધળ થાય છે તેનો અનુભવ તમોને ઘણી વખતે આવ્યો હશે. ઉપરના તારના ટુંકા સંદેશાથી અત્યારે પ્રત્યેકો નિરનિરાળા તર્ક કરવા લાગ્યાં પરંતુ તે સર્વે નિરર્થક હતું. બંને ભાઈયોએ સવારની મેલટ્રેનમાં ઇંદોર જવાનો નિશ્ચય કર્યો. પૂર્વે પરમાનંદ ઘેરમાંથી પોબારા ગણી નહાસી ગયા પછી પુરૂષોત્તમે તેનો શોધ કરવા સારૂ પુષ્કળ ચોકસી કરી; જયાં જયાં તેના ભાઇબંધ દોસ્તદારો હતા, ત્યાં ત્યાં પત્રો મોકલાવ્યાં પરંતુ આજ પર્યંત તેનો કોઇ જગોએ પતો લાગ્યો નહોતો. પરમાનંદ જાણી જોઇનેજ એવી મંડલીમાં ભેળાઈને નાહાસી ગયો હતો કે જેમાં પોતાનું ઓળખીતુ માણસ કદી નજરેજ પડે નહીં. તેની વર્તણુકપરથી પુરૂષોત્તમને ધાસ્તી લાગતી હતી અને છેવટે તેણે અનુમાન કર્યું હતું તેમજ થયું.

દયારામ જમીને આવ્યો નહોતો, માટે રાધાગવરી તેને જમાડવાની તજવીજ કરવા લાગી. તેણે દયારામને કહ્યું,—"દિયરજી ચાલો, આપણે રસોડામાં જઇએ અને પછી ત્યાં બેસીને વાતચિત કરતાં કરતાં હું તેમને પુરી કરીને પીરસીશ.

દયા૦—ભાભી, ઘરમાં રસોઇયો છતાં તમે શા માટે રાંધો છો ? જુઠોભટ કયાં ગયો ?

રાધા૦—એમાં શું થઇ ગયું? આટલા દીવસ કયાં રસોઈયો હતો ? રાંધતા રાંધતાં તો જન્મ ગયો !

આ પ્રમાણે વાતચિત કરતાં, દિયર ભોજાઇ રસોડામાં ગયાં. ત્યાં દયારામ પાટલો લઇને ભીંત સરસો બેઠો, અને

ભોજાઇ સાથે નાનાપ્રકારની વાતો કરવા લાગ્યો. બોલતાં બોલતાં રાધાગવરીએ પુરી તથા બટાટા તળી કહાડીને દયારામને ભાણું પરસ્યું. જમી રહ્યા બાદ દિયરને સુવાને માટે દીવાનખાનામાં પોતે જાતે પથારી કરી આપી. દયારામે તે જોઇને કહ્યું, "ભાભી મારે માટે એટલો શ્રમ શા માટે લેવો જોઇયે? હું કાંઇ પરોણો નથી." રાધાગવરીનો સ્નેહ સઘળાપર સરખોજ હતો તથાપિ તે દયારામપર વિશેષ મમતા રાખતી.

મોટે મળસકે દયારામ જાગૃત થયો અને પછી તેણે રાધાગવરીને તથા પુરૂષોતમને ઉઠાડયાં. તેઓ ઉઠવાથી થોડીવારમાં ચાકરો પણ પોતાની મેળે જાગૃત થયાં અને પછી પુરૂષોત્તમે જવાની તૈયારી કરવા માંડી. સૂર્યોદય થતાં પહેલાં પોતાના મિત્ર મણિલાલને બોલાવી મંગાવી પોતા હયુના કોર્ટના કેશો આદિથી તેને વાકેફ કરી કામકાજનો બંદોબસ્ત રાખવા કહ્યું. ઉતાવળે ઉતાવળે સ્નાન સંધ્યા કીધી, અને જમી પરવારી કપડાં પેહેરી બંને ભાઇઓ તૈયાર થયા. જલદીથી ગાડી લાવવાને ચાકરને ફરમાવ્યું અને પુરૂષોત્તમ, રાધાગવરીની સાથે ઘરની વ્યવસ્થા બાબત કંઈ વાત કરે છે, એટલામાં ગડબડ સડબડથી કમળા એકાએક ઝબકીને જાગી ઉઠી. તે વખતે તે સ્વપ્નાવસ્થામાં પોતાના કાષ્ઠના તુતળાંને દુધ પીવાડતી હતી; ઘડીમાં પોતાના બિલાડા તે લાડથી રમાડતી હતી; ઘડીમાં કોઇ બાઇની પાસેથી તેના હાથમાંનું ફુલ માગતી હતી; આ પ્રમાણે તેને એક પછી એક સ્વપ્નાં પડતાં હતાં પરંતુ આંખો ઉઘાડીને જુવે છે તો, તેમાંનું કશું દીઠામાં નહીં આવતાં માત્ર જે તે પોતપોતનાં કામકાજમાં લાગી રહેલું તેના જોવામાં આવ્યું. કમળા જાગૃત થતાંજ તેને તેના દયારામ કાકાએ તેડી, વહાલથી છાતી સરસી દાબી ચુંબન લીધું. અદ્યાપિ તેની ઉંઘ બરોબર

ઉઠી નહોતી; તેથી જ્યારે દયારામે તેને ઉચકી ત્યારે "કોન તું મને પકલી લાવ્યેચ" એમ તે કાલું બોબડું બોલવા લાગી. તે સાંભળીને રાધાગવરીએ હસીને કહ્યું, "કેમ બાપુ, એ તારા કાકા નથી શું?" હવે પુરૂષોતમે જવાને બહુ ઉતાવળ કરવા માંડી. સાથે લેવાનો સામાન પાકીટ વગેરે ઉચકીને વિકટોરીયા ગાડીમાં નાખ્યો, પ્રેમો ચાકર પોતાના શેઠની સાથે જવાનો હોવાથી ગાડી પાસે જઇ ઉભો રહ્યો. પુરૂષોત્તમે કબાટ ઉઘાડી રાધાગવરીની પેટીમાંથી પાંચસો રૂપિયાની નોટો કહાડી લઇ પોતાના ખીસાના પાકીટમાં નાંખી. ત્યાર બાદ તેણે રાધાગવરીને તથા ઘરના બીજા ચાકર નોકરોને ઘરની સર્વ કાંઇ ભલામણ આપી છેલે "કમળાને સંભાળજો. કોઇ જગોએ રસ્તાબસ્તાપર એકલી જવા દેતા નહીં" એમ બોલી તે ગાડીમાં બેસવા ગયો. રાધાગવરી કમળાને કેડપર બેસાડી પુરૂષોત્તમની પાછળ પાછળ જઇને ગાડી પાસે ઉભી રહી. પુરૂષોત્તમે ફરીને એક વાર કમળાને પ્રેમથી બોલાવી ચુંબન લીધું અને "બેટા, જલદીથી આવીશ હો, જા હવે" એમ બોલી તે ગાડીમાં બેઠો. પ્રેમો ચાકર પોતાની શેઠાણીને પગે લાગીને ગાડી હાંકનારાની જોડમાં જઇ બેઠો અને પછી ગાડીવાને ચાબકો હાથમાં લીધો કે તુરત ઘોડો દોડવા લાગ્યો. રાધાગવરી કમળાને કેડમાં લટકાવી, ગાડી જ્યાં સુધી નજરે પડી ત્યાં સુધી ત્યાંજ ઉભી રહી, ને પછી મોટેથી નિસાસો નાંખી દાદર ચઢીને ઉપર દીવાનખાનામાં ગઇ.

---

## પ્રકરણ બારમું.

એ પ્રમાણે પુરૂષોત્તમ અને દયારામ તો જલદી જલદી ઈંદોર તરફ નિકળી ગયા, પરંતુ અહીંયાં તેની પાછળ ઘરમાં મહાસંકટ આવી પડ્યું. તેઓ ગયા તેને બીજે

દહાડે નવસારીથી હરીરામનો પત્ર આવ્યો તે રાધાગવરીએ વાંચ્યો. તેમાં લખ્યું હતું કે,–"માતુશ્રીને સખત તાપ આવેછે અને તેમાં વળી અતિસારની ભાવના થઇ આવી છે. પેટમાં મુદલ અન્ન ઠરતું નથી. અહીંના જટાશંકર વૈદ્ય કંઈ કામને પ્રસંગે બહારગામ ગયા છે માટે શું કરવું તે સુજતું નથી. જે તે એમજ કહેછે કે ડોસીને ઔષધ પાણી કરવા જો મુંબઈ લઇ જશો તો તેને જલદીથી આરામ થશે." રાધાગવરી પત્ર વાંચીને મહા વિટંબણામાં પડી. સાસુજીને જલદીથી મુંબઈ લાવ્યા વિના છુટકો ન હોતો તથાપિ તેને ત્યાંથી લઇ આવનાર કોણ? અને અહીં લાવ્યા પછી તેના ઔષધ પાણીનો બંદોબસ્ત કેવી રીતે કરવો? ઈત્યાદિ વિચારો મનમાં આવવાથી તે મોટા ગોંધળમાં પડી, પણ એટલામાં દયારામનો એક પરમ મિત્ર તેને યાદ આવ્યો. તે મિત્રનું નામ મોહનલાલ હતું. કોઇને ત્યાં ગમે તેવો પ્રસંગ પડયો કે તુરત ત્યાં પોતે જાતે જઇને તેને હોંશથી મદદ કરવી એવો મોહનલાલ રૂડા સ્વભાવનો હતો. એ તેના અલૌકિક ગુણપરથી તેના મિત્રોએ વિનોદમાં તેનું નામ "સાર્વજનિક" પાડયું હતું. પુરૂષોતમ પણ આ ગુણી મોહનપર પ્રીતિ રાખતો હતો એટલુંજ નહીં, પણ તેની કાલેજનો ઘણોખરો ખર્ચ પોતેજ આપતો હતો. દયારામનો એ પરમ સ્નેહી છે-એમ જાણી તેને વારતહેવારે પોતાને ઘેર જમવા નોતરવામાં આવતો હતો. તેથી રાધાગવરી પણ તેને સારી રીતે ઓળખતી હતી. એ તરૂણ ગૃહસ્થ મુંબઇની પ્રાર્થના સમાજનો એક આસ્તિક સભાસદ હતો અને તેની વર્ત્તણુંક બીજા સભાસદોની પેઠે બગભગત કે ઠગભગતના જેવી નહોતી પણ તે બોલ્યા પ્રમાણેજ વર્ત્તતો હતો. હશે, પણ અહીં રાધાગવરીએ થોડીવાર

વિચાર કરીને આ સંકટ સમયે સહાય કરવાને એ મોહનલાલનેજ બોલાવવાનો નિશ્ચય કર્યો.

તેજ દહાડે બપોરના રાધાગવરીએ પોતાના જેઠ હરીરામપર નવસારી પત્ર લખીને નાંખ્યો; તેમાં સાસુજી સાથે સર્વ માણસોએ જલદીથી મુંબઈ નિકળી આવવાનું લખ્યું હતું. ત્યાર બાદ મોહનલાલને બોલાવવાને ચાકરને દોડતો મોકલાવ્યો. મોહનલાલને સમાચાર મળતાંજ તે પોતાનું ખાનગી તમામ કામ બાજુપર રાખીને રાધાગવરી પાસે તાત્કાળ હાજર થયો. રાધાગવરીએ નવસારીથી આવેલો પત્ર તેને વંચાવી કહ્યું,–"ભાઈ, હું તમોને મારા દયારામ દિયરની પ્રમાણે માનું છું. તમારા શિવાય બીજો કોઈ પોતાનો માણસ આજ અહીં હાજર નથી, માટે આ પ્રસંગે તમોએજ મદદ કરવી જોઇયે. સાસુજીને લઇ આવવા માટે હમણાજ નવસારી મેં પત્ર લખેલો છે, તેથી તેઓ બે ત્રણ દહાડામાં અહીં આવી પહોંચશે. ઘરનો કોઇ પણ પુરૂષ આદમી જો અત્યારે અહીં હોત તો તમોને એટલી તસ્દી આપવાની જરૂર નહોતી.

મોહન૦–ભાભી હું પરાયો નથી. તમો પણ મારાં વડીલ ભાભીની જગોએ છો, માટે મારી પાસે કોઇ પણ વાતનો સંકોચ રાખતા નહીં. તેઓ કોઈ અહીંઆ નથી તો તે વાતની તમે બિલકુલ કાળજી કરતા નહીં. માતુશ્રીને લઈ હરીરામભાઇને અહીંયા આવવા દ્યો, એટલે પછી વૈદ્ય ડાકતરની તુરત તજવીજ કરવામાં આવશે. તેની કાળજી રાખવાની કશી જરૂર નથી; તમે બેલાશક નચિંત બેસો.

મોહનલાલનું એવું બોલવું સાંભળી રાધાગવરીના મનનું સમાધાન થયું. ચોથે દહાડે હરીરામ માતુશ્રીને લઇ આવી ઘેરમાં દાખલ થયો. મથુરી, ગોદાવરી, જસોદાવહુ અને લલિતાવહુ પણ તેની સાથે આવ્યાં હતાં. માત્ર

શામકુંવરજ આવી નહોતી. એ જોઈ રાધાગવરી મન-માં સમજી ગઈ કે, હરીરામભાઇજીને મુંબઈ રહેવાની મરજી નથી અને તેથી તેને સેહેજ માઠું લાગ્યું. તથાપિ તે બાહાર નહીં દેખાડતાં સાસુજીને પાલખીમાંથી કહાડીને માડીપર લઈ જઈ, ત્યાં એક મજાના બિછાનાપર તેને સુ-વાડી. બીજા એક ઓરડામાં સાદરી પાથરી તેપર રાધા-ગવરીએ પોતાની નણંદ દેરાણીઓને પરમ આદરથી બે-સાડ્યાં. ત્યારકેડે પરમાનંદની બે નાની કન્યાઓને પ્રેમથી બોલાવી તેના ચુંબન લીધાં અને રસોઇયાને હાક મારીને આવેલાં સ્ત્રી બાલકોનાં સ્નાન માટે પાણી ગરમ કરવાને ફરમાવ્યું. કમળાને ઘરમાં એકલાં રમવાની ટેવ હોવાથી આ વખતે માણસોની એકાએક આટલી ગરદી નિહાળી પ્રથમ તો તે થોડી બહાવરી બની ગઇ, પરંતુ બાળકોની મૈત્રી થવાને કાંઇ વખત લાગતો નથી; પક્ષીઓ જેમ આ ઝાડપરથી પેલા ઝાડપર ઉડીને જઈ બેસે છે તેમ કમળા ક્ષણમાં મોટીકાકીની કેડપરથી નાનીકાકીની કેડપર, ના-નીકાકીની કેડપરથી મોટીફોઈની કેડપર અને મોટીફો-ઈની કેડપરથી નાનીફોઇની કેડપર બિરાજવા લાગી. અને થોડી વારે પરમાનંદની કન્યાઓ સાથે આ ઓરડામાંથી પેલા ઓરડામાં દોડી જઇ કાલુંકાલું મણ મધુરું બોલી ના-ચવા કુદવા ને રમવા લાગી. વળી વચમાં પોતાનાં ઢીંગલાંઢીંગલી કે રમકડાં તથા બિલાડીનું બચ્ચુ લાવીને આવેલાં માણસોને બોબડું બોલી આનંદથી બત-વતી અને સઘળાંઓ તેને લાડથી અનેક ઉપનામોથી બો-લાવતાં હતાં.

બાહાર દિવાનખાનાંમાં પુરૂષોત્તમના સ્નેહીઓ એકઠા થઇ, ડાકટર આણવો કે દેશી વૈદ બોલાવવો એ સંબંધી નિરાકરણ કરતા હતા. એવે અનુસમ વૈદની દવા કરવાનો નિ-

શ્રમ કર્યો અને તે પ્રમાણે તુરત મોહનલાલ તેને બોલાવી લાવ્યો. વૈદે આવી અવલડોસીની નાડી તપાસી ઔષધ આપ્યું અને પથ્યપાણી વગેરે જે કંઇ કરવું ઘટે તેપણ યથાસ્થિત કહી સંભળાવ્યું. એ રીતે યોગ્ય ઔષધપાણી શરૂ થયું અને સર્વ કોઇ માતુશ્રીની સેવા ચાકરી કરવા લાગી રહ્યુંછે,તેવામાં હારરામ ઘેર—નવસારી જવાની ત્વરા કરવા લાગ્યો. જવાનું કારણ તેણે એવી રીતે જણાવ્યું કે ઘરની સંભાળ લે-વાને ત્યાં કોઇ પુરૂષ આદમી છે નહી અને ખેતરની ઉપજના સંબંધમાં લેવું દેવું જેમનું તેમ મુકીને આવ્યોછું. મુંબ-ઇ આવતી વખતે શેઠની રજા પણ લીધી નથી અને ઘ-રમાં બૈરી એકલી હજાર વાતે મુંજાઇ મરશે. રાધાગવરી બિચારી કરે શું ? જેઠની પાસે તેનાથી ઉંચે સાદે બોલી શકાયું નહી અને માતુશ્રીને જેમની તેમ મુકીને છેલે હરિરામે નવસારીનો રસ્તો લીધો.

અહીંયાં જોઇયે તો ઘરમાં એક કહેતાં એકવીશ મા ણુસો હતાં પરંતુ ઉપયોગ શો ? રાધાગવરી અને મોહન-લાલ શિવાય બીજા તરફથી કોઇ પણ કામમાં મુદલ મ-દદ મળતી નહોતી. રાધાગવરી સાસુજીની પાસે હાજરાહ-જુર બેસી રહી તેને ઔષધપાણી વગેરે જે જોઇયે તે વખતો-વખત આપતી હતી. અંગમાં તાપ ક્યારે ભરાયછે અને ઉતરેછે કયારે ? ઘામ આવ્યો હતો કે નહીં ? એ સર્વ વૈદ્યને જણાવવા માટે પણ પોતેજ લક્ષમાં રાખતી હતી. વૈદ્યને ત્યાંથી ઔષધ ફીંવા ઘરને માટે જણસભાવ વગેરે કંઈ જોઇયે તો તે લાવી આપવામાં ગુંથાયાથી કાલેજમાં જવાને કદીકદી મોહનલાલને વખત થતો હતો; કદી જો કાલેજમાં તે જલદી ગયો હોય તો તે પાછો જલદીથી ઘેર હાજર થતો હતો; અર્થાત અવલડોસીની ચાકરી મોહનલાલ પોતાની માતુશ્રી પ્રમાણે આસ્થાભાવથી કરતો હતો. એ મુજબ એક

હનલાલનું રાધાગવરીને ત્યાં રાત્રદિવસ આવવું જવું થવાથી મથુરા અને ગોદાવરી વગેરે તમામ મંડળની, તેની સાથે જલદીથી ઓલખાણ થઈ અને તેઓ સઘળાં તેનાપર સગા ભાઈ પ્રમાણે સ્નેહભાવ રાખવા લાગ્યાં.

રાધાગવરી જોકે અહોરાત્ર સાસુજીની પથારી પાસે બેસી રહેતી હતી. તોપણ તે ત્યાંથીજ આખા ઘરની દેખરેખ એવી તો દીર્ઘદૃષ્ટિથી રાખતી હતી કે તેમાં કશી મણા રહેતી નહીં. આટલા વખતમાં તેણે કાંઇ નહીં તો મોહનલાલના હસ્તક દોહડસો બસો રૂપીઆ ખરચી નાંખ્યા હશે. એટલાં બધાં માણસોની વચે બાપડો એક ચાકર પુરો પડી શકતો નહોતો તેથી બીજો વધારે રાખવાની તેને જરૂર પડી. પરમાનંદના છોકરાંઓ માટે સાંજ સવાર શેર શેર દુધ વધારે લેવું પડતું; શિવાય નણંદ દેરાણીઓને સાડી કમખા ને બાળકોને ટોપી ઝભલાં નવાં લઈ આપ્યાં. અર્થાત કોઈનું પણ બોલવાપણુ શાહાણી રાધાગવરીએ રહેવા દીધું નહીં. મથુરી, ગોદાવરી ને લલિતાવહુ તથા જસોદાવહુ માત્ર લોકલાજથી અવલડોસીની સેવા ચાકરીમાં ભેળાતાં હતાં તથાપિ તેઓનું મન મુંબઇ જેવું સુશોભિત નગર નિહાળવાને ટમટમી રહ્યું હતું. ફેરીવાળાઓ કોઈ પણ વસ્તુનો પોકાર પાડતા દરવાજા પાસેથી જતા ઉપયોગી નહીં! કારણ તુરત તેને બોલાવી હરકોઇ વસ્તુ ખરીદવાને મથુરી તથા ગોદાવરી તૈયારજ રહેતી હતી; આજ કાચની બાંગડીઓ તો કાલે કાચની પુતળીઓ; પરમ દહાડે ખોટાં મોટી તો પેહેલે દહાડે ચાલતો રબરનો સર્પ; એમ હંમેશાં કંઇ નહીં ને કંઈ નવી નવી વસ્તુઓ ખરીદ કરતી હતી; શિવાય "ચણા કુરમુરા; ગરમા ગરમ ભજીઆં; શુક્રવારી મશાલેદાર ચણા; અમદાવાદી બોર; સાકરીઆ ખારેક; રેતીના ભુંજેલા મગજના ફાટેલાં ખારાં

પિસ્તા" એવી ખાવાની વસ્તુનો તો હંમેશાં ઘરમાં પાથરો પડતો હતો. એ તમામ વસ્તુઓ ખરીદવાને તેઓ રાધા. ભાભી પાસે વારંવાર પૈસા માગતી હતી. અને તે તેઓને મોઢે માગ્યા દામ નિરૂપાયે આપવા પડતા હતા- રાધાગવરીને તેઓને પૈસા આપવા દીવસમાં ઘણીવાર બેઠેલી જગ્યાએથી ઉઠવું પડતું હતું, તેથી તેણે પછી તો મથુરી, ગોદાવરી, જસોદાવહુ અને લલિતાવહુ-તમામને અકેક બબે રૂપિયા આપી મુકયા. એટલે આ પરોણામંડળ ઉત્સુક થઇને "તુનવાનું છે કંઇ તુનવાનું" એમ કોઈ પોકારી ચાલતું હોય તો તેને પણ તે બુમ મારીને બોલાવતું હતું! તેઓને લાગતું કે તેની પાસે પણ કંઇ ખાવાનું હશે!!

રાધાગવરીનું ઘર આટલા દહાડાં સામસુમ—સુનકાર હતું. ઘરમાં માત્ર કમળી—જ્યાં ત્યાં ખુણે ખોંચરે ભરાઇને રમવાવાળી! તેણી કદી કદી પોતાના નાનકડાં રમકડાંપર બોબડી ભાષામાં ગુસ્સે થતી; ગાળો દેતી; કદી મનને કંઈ કૌતક લાગ્યું તો ખડખડ મોટેથી હસવા લાગતી; કદી કોઇ રમકડું ચુકથી જમીનપર પડીને ફુટી ગયું કીંવા સેહેજ અઠડાયું તોપણ તે બાપડી રડવા લાગતી; એ શિવાય રાધાગવરીના ઘરમાં બીજી કશી ગડબડ ન હોતી. પરંતુ હવે પરમાનંદની બે કન્યાઓ, અને કમળા એ ત્રણેએ મળીને આખા ઘરને ઘણુઘણાવી મુકયું. ઘરમાં આજારી માણસ હોય તો તેને માટે કેટલી કાળજી ને સંભાળ રાખવી પડે છે, તે બાબતની કલ્પના સુદ્ધાં તે નિર્દોષ કન્યાઓના મનમાં ઉત્પન્ન થતી નહોતી, તો પછી મોટી માની માંદગી તરફ તેઓનું લક્ષ હોયજ કયાંથી? તેજ પ્રમાણે ગોદાવરી, મથુરી અને લલિતાકાકીને શેહેર નિહાળવાની કેટલી ઉત્કંઠા છે—તેની સાથે પણ એ બાળકીઓનો મુદલ

સંબંધ નહોતો. તેની તો ઘડીમાં સતરવાર વઢવાડો, સતરવાર રાવ ફરીયાદો અને સતરવાર પરસ્પર પાછી મિત્રતા થતી હતી. શું આમ થવાનું કારણ અમુલ્ય કીંવા અપૂર્વ વસ્તુઓ હતી કે ? ! નહીં. કદી લુગડાંનું ફાટલું ચીથરૂં, કદી સુતરનો ત્રાગડો, કદી પથરની કાંકરી ને કદી ધુળનું ઢેફું તેઓના ટંટાનું મહા કારણ થઇ પડતું હતું ! એટલી વસ્તુઓ પૈકી કદાચ એકાદી કીમતી વસ્તુ કોઇને હાથ લાગે તો લડી રડીને પ્રત્યેક છોકરીઓ તેનો દાવો કરતી હતી અને તેથીજ તેઓના કજીયા ટંટાની ગણતી થવી મુસ્કેલ હતી. પરમાનંદની નાની છોકરી કરડવાના કામમાં મહાપ્રવિણ હતી. કોઇવાર તેને ગુસ્સો ઉપજ્યો કે તુરત તે કમળાને એવી રીતે બચકું ભરતી કે તે બાપડી ગભરાઇને ઘણો વખત એક સરખી રડયા કરતી; આવે અવસરે રાધાગવરી આવીને કમળાને કંઇ ખાવાનું આપી પટાવીને છાની રાખતી, કીંવા તેને બાહાર ફરવા લઇ જવાનું ચાકરને ફરમાવતી એટલે તે સહજ છાની રહી જતી.

સર્વે જણીઓ શેહેર જોવાને તળેઉપર થઇ રહી છે, એમ જાણી એક દહાડો ભાડાની ગાડી કરી રાધાગવરીએ મોહનલાલની સાથે તેઓ સર્વેને શેહેર જોવા મોકલાવ્યા. મોહનલાલે તે સર્વેને ગાડીમાં બેસાડી–ગાડીના બારણાની કળો બંધ કરી લીધી, અને ચાલતી ગાડીએ તે નહીં ઉઘાડવાને સર્વેને ચેતવણી આપી પોતે ગાડીવાનની જોડમાં કોચબાંક ઉપર બેઠો. તેઓ પ્રથમ કાળબાદેવીના રસ્તાપર થઇ રાણીનો બાગ નિહાળવાને નિકળ્યાં. આ વખતે ગાડીમાં તેઓ પરસ્પર વાતો કરવા લાગ્યાં કે "અહાહા ! કેવું સુંદર શેહેર ! રસ્તાની બંને બાજુએ ત્રણત્રણ, ચાર ચાર ને પાંચપાંચ માળની સુંદર ને ગગનચુંબિત હવેલીઓ જુઓ હારબંધ કેવી લાગી રહી છે ! એને બાજુ રસ્તા

માં એકેક, બબ્બે ને ચારચાર ઘોડાની રૂપાળી ગાડીઓ, ટ્રામ ગાડીઓ, બળદના રેંકલાઓ ને પાલખીઓ કેવી ઝડપથી આવજાવ કરે છે! તેઓ વખતોવખત પરસ્પર અથડાઇ પડતી તો નહીં હોય?" રસ્તામાં આગળ ચાલતાં પ્રથમ મુંબાદેવીનું દેવળ આવ્યું, ત્યારે મોહનલાલે બૂમ મારી કહ્યું કે, "આ જુઓ–જેને મુંબાદેવીનું દેવળ કહે છે તે!" પણ તે ગાડીના ખડખડાટથી તેઓના સાંભળવામાં આવ્યું નહીં. ગાડીમાંથીજ એટલામાં એક જણી મોટેથી બોલી ઉઠી, "અધધધ આ વળી શું બાઇ! લ્યો આ વાસણજ વાસણ, તમોને જોઇયે તેટલાં!" એ સાંભળીને સર્વ જણીઓ બારીમાં ડોકાવીને જોવા લાગી. અહા! શું એ દુકાનોની શોભાનું વર્ણન કરવું! અહીંથી તહીં સુધીની લાંબી હારકટારો પૈકી પ્રત્યેક દુકાનમાં તાંબા પિતળના ચકચકિત વાસણો બંધબેસ્તી રીતે એક સરખાં ગોઠવી રાખ્યાં હતાં. દરેક દુકાનપર ઘરાકોની એકસરખી ગર્દી થઇ રહેવાથી તેઓને વાસણ બતાવવાને દુકાનદારો ગુંથાઇ રહ્યા હતા, અને ત્યાં વાસણો એક બીજા સાથે અથડવાથી "ટણુણુણુ" એવો કંઇ વિલક્ષણ અવાજ થઈ રહ્યો હતો. આ સઘળી અવર્ણનીય શોભા નિહાળવામાંજ આ બાઈઓ કેવળ દંગ થઇ ગઈ. તથાપિ તેવામાં વળી કંઈ "નાચકણામાં કુદકણા" જેવું થઇ રહ્યું! સર્વે કાંઇ નિહાળવાની લલુતાથી આપણી એ બાઈઓએ ગાડીનાં બારણાંની પાસે ઉપરાઉપર પડીને એકસરખી ભીડ કરી મુકી હતી, અને ત્યારે મથુરીનો હાથ બારણાની કળપર લાગવાથી તે એકદમ ઉઘડી પડયું. આથી ગાડીમાં મોટો શોરબકોર થઈ રહ્યો; તે સાંભળી મોહનલાલ ગભરાયો કે આ વળી એકાએક શું થયું? મથુરી મોખરેજ ઉભી હતી તેથી તે તો બારણું ઉઘડતાં વારજ નિચે ગબડી પડવી જોઇયે; પરંતુ કર્મધર્મ સંયોગે

એટલું સારૂં થનાર કે, ગાડી પાસેથી ચાલ્યા જતા એક ગૃહસ્થે ઝડપથી પકડી તે તુરત બંધ કરી દીધું. તોપણ બારણું બંધ કરતી વખતે મથુરીની આંગળીઓ ચગદાઇ જવાથી તેની શેહેર નિહાળવાની ઉત્કંઠા નબળી પડી ગઇ. મોહનલાલ ગાડી ઉભી રખાવીને નિચે ઉતર્યો અને અંદરની બાઇઓને "કંઈ જોવાનું હોય ત્યારે એકજ બાજુએ ભીડ ન કરતાં બરોબર સંભાળજો" એમ તાકીદ આપીને પાછો તે પોતાની જગોપર જઇ બેઠો અને ગાડી પાછી ચાલવા લાગી. જરા આગળ ગયા એટલે ભીંડીબજાર આવી; ત્યાં કેટલીક દુકાનમાં મીઠાઈના ખુમચાં ને ખુમચાં ભરી રાખ્યા હતા અને કેટલીક દુકાનમાં તો નાના પ્રકારનાં પુળોના થર ને થર ગોઠવી રાખ્યા હતા. કેટલીક દુકાનમાં શીકાંપર તરબુચ, પપૈનસો અને કેળાંના ઝુમખાં લટકી રહ્યાં હતાં ને કેટલીક દુકાનમાં તો માત્ર સુકા મેવાનોજ પાથરો પડેલો જોવામાં આવતો હતો; આ સર્વ દેખાવ નિહાળવા માટે સર્વ બાઇયો ગાડીની બારીમાંથી ડોકીયાં કરતી અને અચરતીથી પરસ્પર બહારની વસ્તુઓ બતલાવતી હતી. એમ કરતાં કરતાં છેલે ગાડી રાણીના બાગમાં જઈ પહોંચી. ત્યારે મોહનલાલે નિચે ઉતરી તેઓની પાસે આવીને, "ચાલો આપણે પ્રથમ પદાર્થસંગ્રહાલય જોવા જઇયે; નહિંતર પાંચ વાગી ગયા કે તે બંધ થઈ જશે." એમ બોલી બારણું ઉઘાડી ગાડીમાંથી સર્વને બાહાર કહાડયાં અને પછી તેઓને તે પદાર્થસંગ્રહાલયના બંગલામાં લઇ ગયો. અંદર પેસતાંજ ત્યાં બંગલાની અવર્ણનીય રચના નિહાળી સર્વકો છકક થઇ ગયાં એટલુંજ નહીં પણ, "જેને ઇંદ્રભુવન કહે છે તેમાં આપણે આવ્યા કે શું!" એમ તેઓને ભાસવા માંડયું. પછી તે સ્થળે સેંકડો મુલકમાંના સહસ્રાવધિ ધાન્યો, ભિન્ન ભિન્ન જા-

તનાં.ને વિવિધ પ્રકારનાં પુતળાંઓ, રંગબેરંગી સુંદર ચિત્રો, યાંત્રિક કળાકૌશલ્યના નમુનાઓ, ધાતૂની અનેક નકસીદાર વસ્તુઓ, જવાહીર, સોના રૂપાનાં પોકળ પણ સુશોભિત ઘરેણાંગાઠાં, શાસ્ત્રોમાં પુજ્ય મનાયેલી કેટલીક દેવ મૂર્તિઓ, પ્રાચિન કાળના યોદ્ધાના લોખંડી બખતરો—તેઓની ઢાલ, તલવારો ને બંધુકો, પુષ્કળ પ્રાણીઓના હાડ પિંજરો, તરેહવાર હજારો ચિત્ર વિચિત્ર રંગના પશુ પક્ષીઓ ઇત્યાદિ ઠાઠમાઠ નિહાળતાંજ તેઓના મનમાં એમ થયું કે આ સર્વ જીવતાં પ્રાણીઓ અહીં શી રીતે લાવી રાખ્યાં હશે ? (!) પરંતુ મોહનલાલના કહેવાપરથી તેઓની જલદીથી ખાત્રી થઈ કે એ કાંઇ ખરેખરાં જીવતાં પ્રાણીઓ નથી પણ તે પશુ પક્ષીના પ્રેતો હોઈને તેમાં ઘાસ, પેંડો વગેરે ભરીને કીંવા તે સડીને ગંધાઇ ન ઉઠે માટે તેમાં એક પ્રકારના ઔષધી—પ્રવાહી પદાર્થની બાટલીઓ ભરી મુકી છે. પૂર્વે કદીજ જોવામાં નહી આવેલી, લક્ષાવધિ વસ્તુઓ ત્યાં એવી તો ઉત્તમ ચતુરાઈ ને ટાપટીપથી કાચના ચોકઠાંમાં કે કબાટની અંદર ઉત્કૃષ્ટ રીતે ગોઠવી હોયછે કે તેમાંની કઈ જોવી ને કઇ ન જોવી, એમ પ્રત્યેક માણસને થયા વિના રહેતું નથી; અને એવીજ અવસ્થા આપણા આ મેમાન મંડળની પણ થઈ. ત્યારબાદ તેઓ સર્વ બંગલામાં ચારે તરફ ફરી નિહાળીને બાહાર આવ્યાં, ને પછી બાગ જોવા ગયાં. ત્યાં જુએ છે તો તે સ્થળે વિવિધ પ્રકારનાં ઝાડોની રચનાથી તેઓને અત્યાનંદ પ્રાપ્ત થયો. બાગમાં કેટલીક જગોએ રસ્તાની બંને બાજુએ ગગનચુંબિત વૃક્ષો એક સરખાં લાગી રહ્યાં હતાં અને તેઓની શિતળ છાયા જમીનપર કંઈ જુદાજ પ્રકારે છવાઈ રહી હતી. કેટલીક જગોએ ફુલઝાડોના નિરનિરાળી આકૃત્તિના ક્યારા કહાડે-

આ હતા. એક કયારામાં એક જાતનાં ને એકજ રંગનાં ફુલઝાડો, તો બીજા કયારામાં વળી બીજી જાતનાં ને બીજાજ રંગનાં; ત્રીજા કયારામાં ત્રીજી જાતનાં ને ત્રીજાજ રંગના, તો ચોથા કયારામાં વળી ચોથી જાતનાં ને ચોથા-જ રંગનાં ફુલઝાડો શોભી રહ્યાં હતાં; કેટલાક કયારામાં મિશ્ર જાતનાં ને મિશ્ર રંગનાં, તો કેટલાક કયારામાં વળી પં-ચરંગી ફુલઝાડો ઝુલી રહ્યાં હતાં. આ પ્રમાણે જાત જા-તનાં, ભિન્ન ભિન્ન રંગનાં ને સરખી ઉંચાઇનાં ફુલઝાડોના કયારાઓથી રાણીનો રમણીય બાગ એવો તો અપૂર્વ શો-ભાથી છવાઇ રહ્યો હતો કે જાણે ત્યાં જમીનપર નિરનિ-રાળા રંગના ગાલીચાજ પાથરી દીધા હોય, એવો જોના-રને મનમોહક ભાસ થતો હતો. બાગમાંના કેટલાક કયારાઓ વ-ર્તુળાકાર, કેટલાક ત્રિખુણિયા, ને કેટલાક ચોખુણિયા હોઇને, તેની વચમાં વિહાર કરવાને સુંદર રસ્તાઓ બાંધેલા હતા. રસ્તાપર સમુદ્રની શંખલાંવાળી સફેદ ફટકડી સરખી રેતી પાથરેલી હોવાથી વળી હાલચાલ કરવાને જીવનું વિશેષ સમાધાન થતું. આવી સુંદર રચનામાં તે જેગોએ એક નાની પુષ્કરણી (હોદ) બાંધીને તેમાંથી એક ઉંડો વેહેળો નાની નેહેરના આકારમાં આખા બાગમાં લઇ જવામાં આવ્યો હતો. વેહેળો ઓળંગવાને તેનાપર ઠેકઠેકાણે લાકડાના સું-દર પુલો બનાવેલા દૃષ્ટિએ પડતા હતા. પુષ્કરણીમાં મા-છલાંઓ, દેડકાં આદિ પ્રાણીઓ નાનાપ્રકારની ક્રિડા કરી રહ્યાં હતાં. પાણીપર કમળના લીલાં પાતરાં અને પ્રફુલ્લિત ફુલો જોવામાં આવતાં હતાં. બાગના મધ્ય ભાગમાં એક વર્તુળાકાર વિસ્તીર્ણ મેદાનની વચમાંનો ફુવારો સુશોભિત નળીઓ વાટે તરેહવાર રીતે પાણી ઉરાડતો હતો. આ ઉડતાં પાણીને અડકાવવા માટે ફુવારાની આસપાસ બાંધી લીધેલી પાળની અંદર રંગબેરંગી, નાનાંમોટાં માછ-

સાઓ સ્વછંદપણે જળક્રિડા કરી રહ્યાં હતાં. હવે બાગના એક ખુણામાં જ્યાં એક નાનું કાચનું બિલોરી બેહું ઘર હતું, ત્યાં શાસ્ત્રીમહારાજના કુટુંબની બાઇઓને મોહનલાલ લઈ ગયો. એ ઘરમાં હિંદુસ્તાનની ઉષ્ણ હવામાં જે ઉછરી શકે નહીં તેવી અનેક વનસ્પતિ અને અનંત ઝાડો પુરી માવજતથી ઉછેરી રાખેલાં તેઓની દૃષ્ટિએ પડયાં; એટલુંજ નહીં પણ તેની સુયુક્તિક કૌશલ્યતાવાળી રચના નિહાળી તેઓ સર્વને અચરતી ઉપજી.

ત્યાંથી આગળ ચાલી તેઓ પ્રાણિસંગ્રહાલય જોવાને ગયા. તે ઠેકાણે નાનાપ્રકારનાં જીવતાં પ્રાણીઓનો મોટો સંગ્રહ કરેલો, તથા તેઓને માટે ત્યાં બનાવેલા નિરનિરાળાં ઘરો તથા પાંજરાઓ હતાં. જે પ્રાણીઓ ખુલી જગ્યામાં રહી શકે તેવાં હોય તેઓને બાગમાં મોકળી જગ્યામાં રાખવામાં આવ્યાં હતાં. પૃથ્વીપર ચારે તરફ મોટમોટાં અરણ્યમાં અથવા મેદાનમાં વર્ષોનાવર્ષો ફરીએ તો પણ જે દૃષ્ટિએ પડે નહીં એવા અનેક જાતનાં અને અનેક તરેહનાં શિયાળિયાં, સસલાં, વાઘ, સિંહ રીંછ, હરણ, રોઝ ઇત્યાદિ પશુ, અને શહામૃગ, સારસ, મોર, પોપટ, મેના, કાબર, કોકિલ, ગીધ, ગરૂડ ઈત્યાદિ પક્ષીઓ આ બાગમાં જોવામાં આવે છે. જે પશુઓ જંગલમાં છુટા નિહાળવાની તો શું, પરંતુ માત્ર તેનાપર નજર ફેરવવાની પણ માણુસ હીમ્મત કરી શકતું નથી, એવા ક્રુર અને હિંસક પશુઓ આ સ્થળે આપણાં મેમાનમંડળને કેવળ પાસે જઈને જોવા મળ્યાં. તેઓનું વિકાળ અને ભયંકર સ્વરૂપ નિરખી તેઓને જરા પણ ભય ઉપજ્યું નહીં, કારણ તેઓને પાકા બંદોબસ્તથી નાનાંમોટાં પાંજરાઓમાં પુરી રાખેલાં હતાં. રીંછને માટે એક ઉંચી બેઠક સરખી જગ્યા કરીને તેમાં કુવા સરખી ઊંડી બખોલ

ખોદી રાખેલી છે અને બખોલોની વચોવચની જગ્યામાં એક લાકડાનો થાંભલો ઉભો કરેલો છે. જોવા જનારા લોકો પાંઉનો કકડો, કેળાં કીંવા બીજો કોઇ પણ જાતનો પદાર્થ એક લાકડીમાં ભેરવી, તે જો એ થાંભલા પાસે અડકાવી રાખે તો તે પદાર્થ ખાવા માટે સઘળાં રીંછો ગર્દી થઇને થાંભલાપર ચઢવાને ફાંફાં મારે છે, અને તે વેળાએ ત્યાં જોવા લાયક દેખાવ બની રહે છે. આ જગોએ પ્રાણીઓની મજા અને રમુઝ જોવાને પુષ્કળ લોકોની ઠઠ જામે છે. પુષ્કળ લોકો આ ઠેકાણે વાંદરા સાથે રમી અથવા તેને ચીડવી ગમત મેળવે છે. "ઉરાંગ ઉટાંગ" નામના વાંદરાની જાતનાં એક પ્રકારનાં પ્રાણીઓ પણ આ વખતે અહીં તેઓની દૃષ્ટિએ પડયાં. તેઓ જોકે દેખાવમાં આબેહુબ માણસ સરખાં માલુમ પડે છે તથાપિ તેઓ માણસની પેઠે ઉભા રહી હીંડી શકતાં નથી. કહે છે કે તેઓ હાથમાં હથિયાર લઈ માણસની પેઠે તેનો ઉપયોગ કરી શકે છે. શહામૃગ નામનું વિચિત્ર પક્ષી અહીં છે-તે એવડું તો મોટું છે કે, પોતાની પીઠપર તે એકાદા માણસને પણ સહેજ ઉચકી લઈ જાય. ફ્લેમિંગો નામનું એક લાંબી ડોકવાળું અને લાંબા પગવાળું પક્ષી છે તેને જોઇને તો તેઓ બહુ વિસ્મય થયાં. સારાંશ પુષ્કળ વિલક્ષણ પ્રકારનાં જોવા લાયક પક્ષીઓ ત્યાં હતાં. કેટલાકનો વર્ણ એટલો તો સુંદર અને ઉત્કૃષ્ટ હતો કે, તેને જોઇનેજ ઇશ્વરની કૃતિ આગળ મનુષ્યની કૃતિ કંઇજ નહીં, એવા ઉદ્દ્ગારો હરકોઇના મ્હોંમાંથી નિકળ્યા વિના રહેજ નહીં.

એ રીતે રાણીના બાગમાંનું સર્વ કાંઇ નિહાળ્યાબાદ તેઓ તમામ ગાડીમાં આવીને બેઠાં, અને પછી "પ્રિન્સેસ ડૉક" નામની ગોદી જોવા ચાલી નિકળ્યાં. થોડીવારમાં

ત્યાં ગાડી જઇ પહોંચી. એ ગોદી એવડી તો વિશાળ છે કે, તેને મોટમોટી આગબોટોની વખાર કહીએ તોપણ ચાલે. તેમાંની કેટલીક આગબોટો ચાર ચાર, પાંચ પાંચ માળની હોઇને, તેમાં એક નાનકડા શેહેરનો સહજ સમાવેશ થઇ શકે તેવી હતી. તેની જોડની બીજી આગબોટો નાના મછવા પ્રમાણે જણાતી હતી, તોપછી આપણા અહીંના વહાણોની શી વાત કરવી ? તેઓ તો પાણીપર જાણે લાકડાનાં પીઠીયાં પડયાં હોય એમ લાગતું હતું. ગોદીના ધક્કાની ચોતરફ જે વખારો હતી તે પ્રથમ મોહનલાલે તેઓને બતાવી. તે બહુજ મોટી હતી. તેમાં માલની મોટી મોટી ગાંસડીઓ ઉપરાઉપર ખડકી રાખી હતી. તેઓ ત્યાં ગયા ત્યારે પરદેશમાં લઈ જવા માટે ગાયો, બકરાં, મેંઢાં વગેરે પ્રાણીઓ એક આગબોટપર ચડાવવામાં આવતાં હતાં. એ વખતનો દેખાવ ઘણોજ અપૂર્વ હતો. આગબોટ ઉપરથી માલ ઉતારવા સારૂ અને તેનાપર ચઢાવવા સારૂ અહીં વરાળથી ચાલનારી યાંત્રિક ચારીઓ કરેલી છે. એ ચારીને છેડે અકેક બબે બળદ, અને ચારચાર પાંચ પાંચ બકરાંઓ બાંધી, જેવું ચક્ર ફેરવે તેવોજ તેનો છેડો આકાશમાં ઉચો જઈ આગબોટમાં જ્યાં તેઓને ઉતારવા હોય ત્યાં બરોબર આસ્તેથી હળુજ લાવી મુકે છે. ગોદીમાં વહાણો આવવા જવા વાસ્તે તથા ભરતીની વેળાએ સમુદ્રનું પાણી અંદર લેવા સારૂ લોખંડનો એક પ્રચંડ દરવાજો કરેલો છે; તે એવડો તો મોટો છે કે, હજારો માણસોથી પણ જરા ફેરવી શકાય નહીં, પરંતું યંત્રની મદદથી તેને અહીંથી તહીં પંખાની માફક ફેરવી શકાય છે. આ સઘળો ચમત્કાર નિહાળી એ મેમાનમંડળ સાનંદાશ્ચર્યથી ઉભરાઇ જવા લાગ્યું અને જ્યારે મોહનલાલે યાંત્રિકશક્તિ વિષે તેઓને ટુકામાં સમજણ પાડી ત્યારે તો તેઓ કેવળ છક્ક થઇ ગયાં.

ત્યાંથી ચાલીને પરભાર્યા તેઓ કોટમાં જઈ પહોં-ચ્યાં. અહીં મુખ્ય મુખ્ય રસ્તાપરની ભવ્ય અને સુશોભિત ઇમારતો જોઇને તેઓ ખુશખુશ થઇ ગયાં. કેટલીક જગોએ નાનામોટાં ને નિરનિરાળા પ્રકારનાં નહીં, પણ સરખીજ ઉંચાઇનાં અને સરખાજ આકારના ઘરો બાંધેલાં છે. "એલફિન્સ્ટન સરકલ" નામની જે જગ્યા છે, તે સ્થળે વચલા વર્તુળાકાર વિસ્તીર્ણ ચોકની ચારે તરફ એવી સરખી ઉંચાઇની અને સરખા આકારની ઘણી સુંદર અને ભવ્ય ઇમારતો હારદોર લાગી રહેલી હોવાથી તેનો દેખાવ બહુ રમણીય દીસે છે. વચલા વર્તુળાકાર ચોકમાં એક નાનકડો સુંદર બાગ બનાવેલો છે. બાગમાં ઠેકાણે ઠેકાણે પ્રસિદ્ધ પુરૂષોના સંગેમરમર–પથ્થરના પુતળાં ઉભાં કરેલાં છે. બાગની ચારે તરફ લોખંડની નકસીદાર વંડી છે. મુંબઈમાં જે જે નવી ઇમારતો બાંધેલી છે તેમાંની કેટલીક તો એવી સુંદર છે કે તેવી આખા હિંદુસ્થાનમાં પણ ભાગ્યેજ જોવામાં આવે. અહીંના કેટલાક રસ્તાઓ ઘણા લાંબા અને પહોળા છે; કેટલાક એટલા તો પહોળા છે કે તેમાંથી પાંચપાંચ છછ ગાડીઓ એક સાથે વગર અડચણે આવજાવ કરી શકે. એ ઉપરાંત પગે ચાલનારાં માણસો માટે રસ્તાની બંને બાજુએ પગમાર્ગો બાંધેલા છે. રસ્તાપરની ઇમારતોના ઉપરના માળમાં ઘણું કરીને વ્યાપારી લોકોની ઓફિસો છે અને ભોંયતળિયે સાહેબ લોકોની કીંવા પારસી વગેરે લોકોની દુકાનો છે. કોટમાંનો બહારનો દેખાવ સુંદર દુકાનોથીજ ઘણો સુશોભિત દેખાય છે. આ દુકાનોનો ઠાઠમાઠ અને ભભકો યથાર્થ રીતે નિહાળવો હોય તો ગાડીમાં બેસીને જવા કરતાં પગરસ્તે ચાલતાં જવું વધારે સારૂં. મોટી મોટી બજારોમાં એક નાકેથી બીજા નાકા સુધી, સુંદર અને ચકચકિ-

ત દુકાનોની એકસરખી રાંગ લાગી રહેલી હોયછે. દુકાનની અંદર જણસો એવી રીતે ગોઠવેલી હોયછે કે તેનાપર હરકોઈ માણસનું મન ગયા વિના રહેજ નહી, અને ગમે તેટલું જોતાં નિહાળતાં ચાલી હીંડીને થાકી જાય, તોપણ કોઇના મનની તૃપ્તિ થાયજ નહી. દુકાનનો સામાન અને તેનો શૃંગાર નિહાળી જોનારને ચાલવાનો થાક ન લાગતાં ઉલટો અથાગ આનંદ અને સંતોષ ઉપજે છે. પ્રત્યેક દુકાનદારોન કીંવા તેની દુકાનમાં વેચાથી મળતા સામાનનાં નામો સોનેરી અક્ષરથી પાટિયાંપર લખીને દુકાનના મ્હોં આગળ લટકાવેલાં હોયછે. એ ઉપરાંત દુકાનમાં કઈ કઇ જાતનો માલ મલેછે તેની પણ નિશાની દેખાડેલી હોયછે. પ્રત્યેક દુકાનપર લાંકડાના મોટા ચષ્મા કીંવા ચિત્રો ટાંગેલાં હોયા છે તે ઉપરથી સમજવું કે અહીં ચષ્મા, દૂર્બિન, આરસા વગેરે કાચનો સામાન મળેછે. કેટલીક દુકાનના બારણાપર મોટાં ચાલતાં ઘડિયાળો લટકાવેલાં હોયછે તેપરથી જાણવું કે ત્યાં ઘડિયાળો વેચાયછે. કેટલીક દુકાનોપર બુટનું ચિત્ર કાઢેલુ હોયછે તેપરથી સમજવું કે અહીં જોડા મળેછે. એ પ્રમાણે જવાહિરની, સોનેરી રૂપેરી વર્કની, કાપડની, દવાઓની, દરજીની, હજામની વગેરે હરેક ધંધાદારીઓની દુકાનો ઓળખી શકાયછે. એ રીતે નિશાની કરી રાખવાનો ઉદ્દેષ એટલોજ કે રસ્તામાં જતાં આવતાં લોકોનું લક્ષ દુકાન તરફ લાગે. દુકાનોની રચના અને શોભા આદિ ટાપટીપ કરવામાં કોટના વ્યાપારીઓ તિલમાત્ર ખામી રાખતાં નથી. તેઓ પોતાનો માલ ખપાવવા સારૂ નાનાં પ્રકારની યુક્તિઓ કરે છે. દુકાનનો શૃંગાર અને તેમાં માંડી રાખેલી વસ્તુઓ જતાં આવતાં લોકોની દૃષ્ટિએ પડે માટે દુકાનની ભીંતમાં બિલોરી કાચના મોટા મોટા તકતા બેસાડેલા હોય છે. એ કાચ એવા તો જાડા અ-

ને સ્વચ્છ હોય છે કે, આપણને તેમાંથી અંદરનો તમામ સામાન સ્પષ્ટ રીતે નજરે પડે છે. એ રીતે કોટમાંના ઘરની અને દુકાનની શોભા-તથા વૈભવ નિહાળી એ સઘળાં માણસો બહુજ ખુશી થયાં. પછી સંધ્યાકાળ થવાથી મોહનલાલ તેઓને લઇ ઘેર તરફ ચાલી નિકળ્યો. પરંતુ જતાં જતાં તેઓને વિજળીના દીવાનો ચમત્કાર દેખાડવાના હેતુથી તે તેઓને ક્રાફર્ડ મારકીટમાં લઈ ગયો. આ માર્કીટના મુખમાં એક ઉંચો મિનારો બાંધી તેપર ચારે બાજુએ દેખાય, એવું એક મોટું ઘડીયાળ બેસાડેલું છે; મારકીટના બાહારના અને અંદરના ભાગપર વિલાયતી વસ્તુઓ તથા ફળફુલ અને શાકભાજીની દુકાનો તેઓની દૃષ્ટિએ પડી. પ્રત્યેક દુકાનપર માલના ગંજનાગંજ પડેલા હતા. તે જગોએ લોકોની એટલી તો ગર્દી થઇ રહી હતી કે તેનો કંઈ સુમારજ નહોતો. પ્રત્યેક દુકાનોપર દીવાઓની એક સરખી હાર લાગી રહેવાથી ત્યાં પૂર્ણ લખલખાટ થઈ રહ્યો હતો. માત્ર બે ત્રણ ઠેકાણેજ વિજળીના દીવા મુકવામાં આવ્યા હતા પરંતુ તેનો પ્રકાશ આબેહુબ સૂર્યના જેવો શુભ્ર પડતો હતો. એ પ્રકાશ એવો તો તેજસ્વી હતો કે જમીનપર પડેલી બારીક સોય સુદ્ધાં હાથ લાગવી મુશ્કેલ નહોતી. અને તેના પ્રકાશની પાસે બીજા દીવાઓ કેવળ પતંગીઆ (આગીયા જીવડાં) પ્રમાણે જણાતા હતા. એવડી પ્રચંડ મારકીટમાં માત્ર ત્રણ ચાર વિજળીના દીવાઓએ એવો તો દીવ્ય પ્રકાશ કરી મુકયો હતો કે જાણે ત્યાં રાવણની લંકાજ સળગી ઉઠી છે એમ જણાતું હતું ! આ સર્વ દેખાવ નિહાળ્યા બાદ તેઓ સર્વ ઘેર આવ્યા.

એ પ્રમાણે એ મેમનમંડળ મુંબઈ શેહેરની શોભા અને વૈભવ નિહાળી કેવળ તલ્લીન થઇ રહ્યું અને ત્યા-

રથી તેઓમાં રાત્રદિવસ એજ વાતો નિહાળતી હતી; પ-રંતુ આપણી રાધાવગરીને તો પોતાની સાસુની માંદગીથી મુદલ વિશ્રાંતિ કે ફુરસદ મળતી નહોતી; અને એટલું કરતાં છતાં પણ અવલસાસુ દિવસે દિવસે નખાતી જ-તી હતી. ઓસડવેસડ કે હરકોઇ જાતનો કોઇપણ ઇલાજ કરવો બાકી રહ્યો નહીં. મોટા મોટા ધનવંતરી વૈદ્યો અને ડાકતરો—જેઓ વૈદકમાં નિપુણ અને પ્રવિણ પંડિતો ગણાતા હતા, તેઓ પણ તેનો આજાર મટાડવાને નિરૂપાય થઈ બેઠા. કોઇનાથી અવલડોસીને ગુણ થયોજ નહીં. બીજા રોગોનો સોક્ષ કીંવા મોક્ષ જલદીથી જાણવામાં આવે છે પરંતુ ક્ષય રોગ એવો તો ચંડાળ ગણાય છે કે તેમાં આજારી માણસને કેટલા દહાડા વિંટંબણા ભોગવ-વી પડશે તેનો કશો નિયમ હોતો નથી. અવલસાસુને પ્રથમ રાંધાવહુ સાથે સારૂં નહોતું અને એટલા માટેજ મુંબઈ આવવાની પેહેલેથીજ તેની મરજી નહોતી પરંતુ કરે શું ? નિરૂપાયે છેલે તેને આવવુંજ પડયું. એક તો અવલડોસીનો સ્વભાવ પડયો ચિડખોર અને તેમાં વળી તે અજારી; પછી પુછવું શું ? આખો દહાડે તે એકસ-રખી કાળો કકળાટ ને નકામી કટકટ કરતી બેસતી હતી. એકાદ વખતે તેના સાંભળી ન શકાય તેવા ઉંડા અવાજ-પર લક્ષ અપાયું નહોય, તો તે એવી તો સંતાપ-તી હતી કે કંઈ બોલવાની વાત નહી ! ચિરડાઇને ઘડીમાં પોતાના કપાળમાં બએ હાથે ટપલા મારતી અને ઘડીમાં કંઈ પોતાના મનધાર્યું ન થયું કે હરકોઇના ના-મનું પીટણું પાડતી; વખતે બીજાઓપર ગાળોનો વરસાદ વરસાવતી અને વખતે પોતે પોતાનેજ અપશબ્દોથી વધા-વી લેવાને મણા રાખંતી નહોતી. આથી રાધાગવરી વિના બીજા કોઇનું મન તેની પાસે જવાને કહ્યું કરતું નહોતું.

વધારે શા માટે ? મથુરી તો જોકે તેના હૈડાનો હાર હતી તથાપિ તે પણ કોઇ કોઇવાર તેનાથી એટલી તો ત્રાસ પામતી કે "હવે તો તું મર એટલે જાણીએ કે પ્રાશ્ચિત છુટયું; નથી અમારાથી તારી વેઠ થતી." એમ બોલી તેની પાસેથી ચાલી જતી. આખા ઘરમાં એકલી રાધાગવરીજ માત્ર અહોરાત્ર સાસુજીની સેવામાં તત્પર રહેતી. તેનો ગાંડોઘેલો શબ્દ તે તુરત ઉચકી લેતી અને તેના મનનું વખતોવખત સમાધાન કરતી હતી. કયારેક અવલસાસુ રાજી થઇને રાધાવહુને કહેતી કે "વહુ દિકરા, તું સુપાત્ર ને શહાણી છો. તું મારે ઘેર પડી એ હું મારા સુભાગ્ય સમજુંછું. નહીંતર આ મુરખાં—ચીબાવલાં ઓના હાથમાં હું આટલા દિવસ જીવતી રહેવા પામત નહી."

સુજ્ઞ રાધાગવરી અહીં સાસુની સેવા મહા કાલજીથી કરેછે અને એ પ્રમાણે અઠવાડિયું ગયું—પખવાડિયું ગયું તથાપિ તેટલા વખતમાં પુરૂષોતમ તરફથી કંઇ સમાચાર કીંવા કાગળપત્ર મુદલ આવ્યો નહીં.

---

## પ્રકરણ તેરમું.

અહીંયાં પુરૂષોત્તમ અને દયારામ—બંને ભાઇઓ ઈંદોર જઈ પહોંચ્યા. સ્ટેશનપર ઉતરી ભાડેથી ગાડી કરી તેઓ શેહેરમાં જઇ પહોંચે એટલામાં ઘણી રાત્ર ગઈ. એકતો પરમુલક, અને તેમાં વળી અંધારી રાત્ર, તેથી ગણેશદવેનું ઘર મળી આવે કેમ, અને તે કદાચ મળી આવે તો કયાં કોને ત્યાં જઇને ઉતરવું, વગેરે બાબતની તેઓને મહાપંચાત પડી. છેવટે ગાડીવાનના કહેવાપરથી ગણેશદવેનું ઘર સમજી, કોઇએક ભિક્ષુક બ્રાહ્મણને ઘેર જઇ તેને બેહદ બુમો મારી, ઘણીવાર બારણું ખખડા-

વ્યું ત્યારે મહા મુશીબતે તેણે બારણું ઉઘાડયું; પરંતુ ગણેશદવે કોણ અને કયાં રહે છે, તે એ ગૃહસ્થને પણ માલુમ નહોતું. પછી પુરૂષોત્તમે રાતનીરાત રહેવાને જગ્યા મળશે કે નહીં, એમ તે માણસને પુછી જોયું, ત્યારે તેણે કેટલીક અવગડ કહી સંભળાવી ચોખ્ખી ના પાડી. ત્યાર કેડે ગાડીવાનના કહેવાપરથી એક ધર્મશાળામાં જઇને, ત્યાં રાતનીરાત પડયા રહેવાનો તેઓએ નિશ્ચય કર્યો. આપણા દેશમાં પૂર્વના રાજાઓએ કીંવા શ્રીમાન લોકોએ નિરાધાર વટેમાર્ગુઓ સારૂ ઠેકઠેકાણે ધર્મશાળા બંધાવી ઉતરવાની સગવડ કરી રાખેલી હોય છે; ત્યાં તમે જઇને ખુશીથી રહો; રસોઇ કરીને જમોજુઠો; તેમાં કોઈ પ્રકારની અડચણ પડશે નહીં; અને જો રખેવાળને આનો અર્ધોઆનો આ-પ્યો તો ત્યાં જગ્યા પણ સાફસુફ કરાવી આપે છે પરંતુ ત્યાં જઇને પાસેનો સામન વગેરે ખુબ સંભાળી રાખવો જોઇયે; કારણ કોણ, કયારે આંખમાં ધુળ નાંખશે તેનો ત્યાં કશો નિયમ હોતો નથી. પુરૂષોત્તમ અને દયારામ પ્રવાસથી કેવળ થાકી ગયા હતા. અને ઘર છોડયા પછી તેઓમે ખાવાનું પણ બરોબર મ-ળ્યું નહોતું, પરંતુ એવડી મધ્યાન્હરાત્રીએ ત્યાં તેઓ જમવાનું શી રીતે કરી શકે? તેની સાથે આવેલા પેલા પ્રેમા ચાકરે એક પોટલામાંથી કાંઇ કાચું કોરૂં ખા-વાનું કહાડી તેઓને આપવા માંડયું, પરંતુ પ્રવાસના થાકથી તેઓ એટલાતો કાયર થઇ ગયા હતા કે એકવાર થોડી ઉંઘ લઇ આરામ પામ્યા વિના તેઓને કશું સુજયું નહી. તે-ઓએ પ્રેમા ચાકરને પ્રથમ પથારી કરવાને ફરમાવ્યું અને તે તૈયાર થતાંવાર એ બંને ભાઈઓ ઉંઘાઇ ગયા. થો-ડો વખત ગુજર્યો બાદ જયારે દીવો બુઝાઇ ગયો ત્યારે તે ફરી સળગાવવા માટે પ્રેમાએ દીવાસળીની પેટી કયાં છે? એમ

પુરૂષોત્તમને હજુજ જાગૃત કરી પુછયું, ત્યારે તેણે ઉંઘમાંજ ઓસ્તકાં નીચેની થેલી કાઢીને તેને આપી. બાપડા પ્રેમાને આખી રાત્ર મુદલ નિદ્રા આવી નહી. ચોર લોકોના ભયથી સામાનની રખેવાળ કરતો તે આખી રાત એક સરખો જાગતો બેઠો. વખતે પુરૂષોત્તમનું કે દયારામનું ઓઢવાનું લુગડું અંગપરથી ખસી જાય તો તે પાછું જેમનું તેમ કરતો હતો અને વખતે થોડીવાર બંને ભાઇઓના પગ દાબતો બેસી રહેતો હતો. એવી રીતે તેઓનું માતા પ્રમાણે કાળજીથી રક્ષણ કરવામાં પ્રેમો રાત્ર ગુજારવા લાગ્યો છે, એ તેના શેઠના જાણવામાં આવ્યું નહી. પછી સૂર્યોદય થયે બંને ભાઇઓ જાગૃત થયા, અને શૌચ, મુખમાર્જનાદિ નિત્યકર્મ પરવારી, ગણેશ દવેનો શોધ કરવા માટે જલદી જલદી પથારી તથા સામાન સુમાનની વ્યવસ્થા કરી લીધી;તુરત હેલકરી બોલાવીને તેની પીઠપર સામાન ચઢાવ્યો અને નિકળતી વખતે ધર્મશાળાના રખેવાળને થોડા પૈસા આપવા માટે પુરૂષોત્તમ હેલકરી પાસેથી ચાંબડાનું પાકીટ લઇ તે ઉઘાડી જુવે છે તો તેમાં પૈસાનું પાકીટ ન હોતું. આથી પુરૂષોત્તમ સંખેદાશ્ચાર્ય પામી ચકિત થયો. ક્ષણમાં તે હેલકરીના મ્હોં સામું જોવા લાગ્યો, ક્ષણમાં આ પોટલું છોડ–પેલું પોટલું છોડ–એમ ખાંખાંખોળા કરવા લાગ્યો, પરંતુ પૈસાવાળા પાકીટનો કશો પત્તો લાગ્યો નહીં. થોડી વારે તેને યાદ આવ્યું કે ગઇ રાત્રીએ ધર્મશાળામાં આવ્યા પછી ગાડીવાનને પૈસા આપવા સારૂ પાકીટ બાહાર કહાડયું હતું, પરંતુ ત્યાર બાદ તે પાછું સામાનવાળા પોટલામાં મુકયું કે નહીં તેનું માત્ર સ્મરણ રહ્યું નથી. પ્રેમાચાકરનો સંશય લઇએ તો તે બાપડો પૈસા આપતી વખતે ત્યાં નહીં હોઇને પાછળ પાછળ પગે ચાલ્યો આવતો હતો; ત્યારે ગાડીવાને કીંવા ગાડીમાંથી સ-

માન ઉતારનારા હેલકરીએ લાગ જોઈ હળવે રહીને કદાચ પાકીટ ઉપડી લીધું હશે. રાત્રીએ ધર્મશાળામાંથી ચોરી થયેલી કહીએ તો નિમક હલાલ પ્રેમો આખી રાત્ર જાગતો બેઠો હતો. વળી કોણ જાણે છે કે ગાડીવાન અને હેલકરી કોણ, ક્યાંના રહેવાશી? કદાચ તેને બીજે દહાડે ઓળખી કહાડવાનું કહીએ તો અંધારી રાતમાં બરાબર તેનું મ્હોં પણકોણે દીઠું હતું? પાકીટમાં પાંચસો રૂપીઆની નોટો અને કેટલુંક છુટું નાણું હતું તે તમામ ગયું ત્યારે હવે સઘળી વ્યવસ્થા શી રીતે કરવી? અને તુર્તથોડા પૈસા ધર્મશાળાના રખેવાળને આપવા જોઈએ તે પણ કોની પાસે છે? એ વાતનો તેઓને મોટો વિચાર પડયો. છેલે પ્રેમાને પુછતાં તેની પાસે બે આનાના પૈસા હતા તેમાંથી તેણે એક આનો રખેવાળને અપાવ્યો.

પછી ત્યાંથી તેઓ ગણેશદવેને ઘેર આવવા નિકળ્યા. પુષ્કળ શોધ અને ચોકસી કરતાં કરતાં મહા મેહેનતે તેના ઘરનો પત્તો લાગ્યો, પરંતુ ત્યાં જઈને તેનો શોધ કરે છે તો પોતાને કદાચ પોલીસ પકડશે એવી બ્હીકથી તે કોણ જાણે ક્યાં નાહાસી ગયો હતો. છેલે ત્યાંજ પડોશમાં રહેનારા કોઇ એક બ્રાહ્મણ ગૃહસ્થે તેઓ સંકટમાં પડયા છે એમ સમજી પોતાને ઘેર લઈ જઇ ઉતરવાને જગ્યા આપી. ત્યાં તેઓએ સામાન સુમાનની વ્યવસ્થા કર્યા બાદ, પુરૂષોત્તમ તે બ્રાહ્મણ ગૃહસ્થને, ગઇ રાત્રે ધર્મશાળામાં બનેલી ચોરીની હકીકત કહેવા લાગ્યો અને તે હકીકત દયારામ તથા પ્રેમોચાકર એક બાજુપર બેસી કાન દઇને સાંભળતા હતા. એથી તુરત પ્રેમાના મનપર કંઈ જુદા પ્રકારની અસર થઈ આવી. “મારો ધણી મહા સંકટમાં પડયો છે; પાસેનું સર્વ દ્રવ્ય ચોરાઇ ગયું; હાથમાં પૈઈ સુદ્ધાં રહી નથી; જે માણસને મળવા

આવ્યા તેનો તો બિલકુલ પત્તો લાગતો નથી; ત્યારે હવે પુ-રૂષોત્તમ જેવા પ્રતિષ્ઠિત માણુસને, નિરૂપાયે અરેરે પરાયાની યાચના કરવી પડે તે ઠીક નહી." ઇત્યાદિ વિચારો તેના મનમાં ઉત્પન્ન થવાથી તેને બહુ માઠું લાગ્યું; છેલે ગાધાગવરીએ તેને જે રૂપાનો કંદોરો કરાવી આપ્યો હતો તે વેચવાનો તેણે નિશ્ચય કર્યો અને લાગલોજ બજારમાં જઇને વેચી નાંખી તેના વીશ રૂપીઆ તે લઇ આવ્યો. દયારામ દેખીતોજ હજુ બાળક બુદ્ધિનો; તેને સંસારમાં આવી બાબતનો અત્યાર સુધી બિલકુલ અનુભવ મળ્યો નહોતો તેથી તેનું મ્હોં ગુલાબના ફુલ પ્રમાણે કેવળ કરમાઈ ગયું અને હવે આપણું શું થશે? ઇત્યાદિ વિચાર કરતો તે બહારના ઓટલાપર જઈ બેઠો. એટલામાં પ્રેમાએ વીશ રૂપીઆ લાવીને હળુજ દ-યારામના હાથમાં મુકયા; અને તે કયાંથી શી રીતે આણ્યા વગેરે હકીકત યથાર્થ રીતે તેણે તેને કહી સંભળાવી.

એ બ્રાહ્મણ ગૃહસ્થ પાસે તુરતને માટે કદાચ થોડાઘણા પૈસા ખર્ચવાને કરજાઉ તરીકે મળશે, એવી આ-શાથી પુરૂષોત્તમે પોતાનું દુ:ખ તેની પાસે ગાઇ સંભળા-વ્યું પરંતુ તેના બોલવાપરથી તે એક દમડી પણ આપે એવો રંગ જણાયો નહીં. પુરૂષોત્તમની પણ તેને ખુલ્લી રીતે કહેવાની છાતી ચાલતી નહોતી. પરમાનંદ વિષે તે બ્રાહ્મણ ગૃહસ્થની પાસે શોધ—ચોકસી કરતાં જણાયું કે, મારામારી અને ચોરીના કામમાં તે કેદી થયેલો છે. પર-માનંદને એટલો કજીયાદલાલ અને ફિસાદખોર થયેલો જાણી પુરૂષોત્તમને બહુ માઠું લાગવા માંડયું. પરમાનંદના કેશનો તો બીજો પ્રકાર હતો પરંતુ મુળમાં હાલ તરત પાસે પૈઇસરખી નહીં હોવાથી તે બાપડાને આગળ પ-ગલું ભરવાને મુદલ રસ્તો રહ્યો નહોતો. વળી અહીં બિ-નઓળખીતા મુલકમાં કોની પાસે પૈસા કરજાઉ માગ-

વા અને કોણ આપે, તે બાબત સંશયજ હતો. આખરે વિચાર કરતાં કરતાં પુરૂષોતમ સહજ દયારામપાસે બાહાર આવ્યો. દયારામે તેને નિહાળતાંવાર તેના હાથમાં વીશ રૂપિયા આપ્યા અને પ્રેમાની સઘળી હકીકત નિવેદન કરી. તે સાંભળતાંવાર પોતાના ઈમાનદાર ચાકર પ્રત્યે તેનું હૃ-દય પ્રેમથી એટલું તો ઉભરાઈ ગયું કે દોડીને તેને આલિં-ગન અપવાને તે કેવળ તત્પર થયો, પણ દીર્ઘદૃષ્ટિએ જોતાં તેમ કરવું તેને વ્યાજબી નહી લાગવાથી કેવળ દયામણી મુદ્રાથી તેના તરફ નિહાળી કિંચિત તે ગાલ-માં હસ્યો અને "શાબાસ તને; તેં આ વખતે એક મોટી બાજુ રાખી છે" એમ બોલી આભારદૃષ્ટિથી તેનાપર મમતા બતાવી. એ રીતે થોડાઘણા પૈસા મળવાથી આ વેળાએ પુરૂષોતમનું મન જરા સ્થિર થયું.

જમીને પુરૂષોતમ, પરમાનંદની વિશેષ ચોકસી કરવા માટે બહાર નિકળ્યો અને કોરટમાં જઇ તેના કેશ સંબંધી અસલ હુકમ વગેરેની નકલો લઈ સંધ્યાકાળને સુમારે પા-છો ઉતારે આવ્યો. પરમાનંદના કેશની હકીકત આ પ્ર-માણે હતીઃ—પરમાનંદ જ્યારે ઘેરમાંથી નાહાસી ગયો ત્યારે પ્રથમ પુણામાં ગયો. ત્યાં જઇને એક નાટક મંડળીમાં દા-ખલ થયો. ત્યાર બાદ એ નાટક મંડળી ગામોગામ નાટક કરી ભિક્ષાંદેહી કરતી કરતી ઇંદોર જઇ પહોંચી. ત્યાં એ-ક સરદારનું અંગવસ્ત્ર હતું, તેની જોડમાં આ નાટક મંડળીએ એક ભાડેથી ઘર લીધું અને ત્યાં હમેશાં નાટક-ની તાલીમ લેવી, મારફાડ ને ધીંગા મસ્તી કરવી, છાકટા થઇને આરડાઆરડ કરવું, સ્વછંદપણે અભદ્ર ગાયનો ગા-વાં, તાળ મૃદંગ કાન ફોડી નાંખે તેવી રીતે વજાડવાં, અ-ને તેણીને પોતાની નાટકમંડળીમાં આવવા માટે ફીટાડવી, એ રીતે તેઓ ત્યાં ઉન્મતાઈથી વર્ત્તવા લાગ્યા; તેથી તે-

ઓનું રહેઠાણુ પેલા સરદારને બહુ ત્રાસદાયક થઇ પડયું. તેઓના છાકટાપણાથી એ સરદારનું અને તેઓનું હમેશાં બોલવું થતું હતું. કેટલીકવાર તો તેઓ ગળાગાળીપરથી મારામારીપર પણ આવી જતાં. એક દહાડા તેઓ જબરી મારામારી પર આવી ગયા તેથી આડોસી પાડોસીઓએ વચમાં પડી તેઓના ટંટાનું સમાધાન કર્યું. એ વાતને કેટલાક દહાડા ગુજર્યા બાદ, એક દિવસે રાત્રે કોઇ ચોરલોકોએ લાગ જોઇ, મ્હોંપર રંગ, બુરખા, સિંદોર, મેશ, માટી આદિ લગાવી, તે સરદારની વેસ્યાના ઘેરમાં ખાતર પાડયું—આ વખતે તે સરદાર ત્યાં ઉંઘાયલો હોવાથી તેને મુસ્કે ટાટ બાંધી તેને યથેચ્છ માર દેવામાં પણ તેઓએ કસર રાખી નહીં. અને તેના તથા તેનાં બાળકોનાં દાગીના પણ લઇને તેઓ પોબારાં ગણી ગયાં. બીજે દહાડે સરદારને પડોશની નાટક મંડળીનો સંશય આવવાથી તેનાપર ફરિયાદ કરી તેઓ સર્વેને કેદ કરાવ્યા. કોર્ટમાં ગુનેહગારો ઈંગ્રેજ સરકારની રૈયત છે એમ માલમ પડવાથી તેઓનું કામ છાવણીની અદાલતમાં ચલાવવાનો ઠરાવ થયો, અને આગળ જતાં ત્યાં કામ ચાલતાં ઉલટપાલટ તપાસમાં પેલી નાયિકણીએ આખાં ગુનેહગાર મંડળમાંથી માત્ર એકજ માણસને ઓળખ્યો. હવે એ માણસની સાથે હમેશાં પરમાનંદ ફરતો હરતો હતો, તેથી રાત્રીએ ખાતર પાડવામાં પણ તે તેની સાથે સામેલ હશે એવા સંશયથી જડજે તેની ઝડતી લેવરાવી, તો ભોગચોઘડિયે તેના બિછાન નિચેથી ચોરીની કેટલીક જણસો હાથ લાગી. એ પરથી લાગલાજ જડજે તેને અપરાધી ઠરાવી કેદ અને દંડ—બંને પ્રકારની શિક્ષા કરી; કદાપિ દંડ ન આપી શકે તો તેના બદલામાં કેટલાક મહિના વધારે કેદ ભોગવવાનો ઠરાવ કર્યો.

એ પ્રમાણે કજીયાની એકંદર જુબાનીઓ વાંચી જોતાં, પરમાનંદને જે શિક્ષા થયેલી હતી, તે કાંઇ સબળ પ્રમાણોથી કરવામાં આવી નહોતી એમ પુરૂષોત્તમના સમજવામાં આવ્યું. પરમાનંદ જયારે સરદારને ત્યાં ખાતર પડયું ત્યારે ત્યાં હાજરજ હતો, એ બાબતનો એક પણ સાહેદ નહોતો; પરંતુ તે વખતે તે પોતાને ઉતારે ઉંઘાયેલો હતો એમ ચોકસ રીતે પુરવાર થયું હતું. હવે ચોરીમાં ગયેલા દાગીના તેના બિછાના નિચેથી શી રીતે સાંપડયા? તેના સંબંધમાં પરમાનંદે જે જુબાની આપી હતી તે કેવળ સંભવનિય હતી. તેની મતલબ એવી હતી કે જે રાત્રીએ સરદારને ઘેર ચોરી થઇ,તેજ રાત્રીએ ચોર લોકોમાંનો એક તેનો ઓળખીતો માણુસ છુપાઈ રહેવાને પરમાનંદ પાસે આવ્યો; અને તે તેની જોડમાં રાતનીરાત ઉંઘાઇ રહ્યો હતો. પરંતુ જ્યારે તે મળસકાંમાં ગભરાટથી ઉતાવળે નાહાસી ગયો ત્યારે મુદાની કેટલીક વસ્તુઓ તે ત્યાં વિસરી ગયો. જોકે આ વાતનું વજનદાર પ્રમાણ હતું, તથાપિ જડજને તેનો વિશ્વાસ નહીં આવવાથી કેવળ સંશયથીજ તેને શિક્ષા ફરમાવી હતી. એ ઉપરથી પુરૂષોત્તમે તાબડતોબ અપીલ કરવાનો વિચાર કર્યો અને લાગલોજ બીજે દહાડે પ્રભાતમાં તેણે તુરંગપરના અધિકારીની પરવાનગી મેળવી પરમાનંદનો મેલાપ કર્યો. પરમાનંદે તેને જોઈનેજ નિચું નિહાળી ભોંય ખોતરવા માંડી, અને હીબકાં ભરી રડવા લાગ્યો. પુરૂષોત્તમને પણ તે વખતે કેટલું માઠું લાગ્યું હશે તે તેનેજ પુછી જોવું જોઇયે.

એ પ્રમાણે પુરૂષોત્તમે પરમાનંદને તુરંગમાં મળી આવ્યા બાદ અપીલ કરવા માટે મહુ મુકામે જવાનો વિચાર કર્યો. પરંતુ તેમ કરવામાં તેને ત્યાં કેટલા દહાડા રોકાવું પડશે તેનું અનુમાન તેનાથી થઇ શકયું નહીં.મા ૨

તેણે પોતા હથુની અપીલની વ્યવસ્થા બીજા કોઇ વકીલને સોંપી. કદાચિત્ કોઇ પાસેથી કામ પુરતા પૈસા મળ્યા હોત તો દયારામને ત્યાં મુકીને એકાદ વધારે કાબેલ વકીલને એ કેશ સ્વાધિન કરી, પોતે પાછો મુંબઈ આવી ગયો હતે પરંતુ પૈસા મળે કયાથી ? એકવાર તેના મનમાં આવ્યું કે રાધાગવરીને મનિઆરડરથી પૈસા મોકલવાને લખવું, પણ પાછળથી વિચાર સુજ્યો કે ઘરમાંજ મુદલ શિલક નથી તો તે બિચારી શી રીતે મોકલી શકશે ? છેલે મહુમાંજ રહેનારો પોતાનો એક મિત્ર તેને યાદ આવ્યો; અને તુરત તેણે પોતાના ભાઇ પરમાનંદ વિષેની હકીકત ટુંકામાં તેને લખી જણાવી મળવા આવવાને સુચવ્યું. એ પત્ર પહોંચતાંજ પુરૂષોતમ જેવા સુજ્ઞ અને જુના મિત્રનો હવે જલદીથી મેળાપ થશે, એમ જાણી તેને અત્યાનંદ પ્રાપ્ત થયો. અને તેણે લાગલાજ પુરૂષોત્તમને ઉત્તરમાં લખી જણાવ્યું કે, "આપ મારી પાસે મળવા આવવાના છો તેથી મને પરમ સંતોષ ઉપજે છે. આપે મનમાં કંઇ પણ જુદાઈ નહીં સમજતાં અમારે ત્યાં આવીને બેલાશક ઉતરવું. માત્ર કયે દહાડે કઇ ગાડીમાં આવવા નિકળશો, તે આગળથી જણાવવા તસ્દી લેશો તો અભારી થઇશ; કારણ તેથી સ્ટેશનપર આપને લેવા સારૂ માણસ મોકલવાને બની આવે. પરમાનંદની એવી દશા શાથી થઇ તે પણ ફુરસદે લખી જણાવશો." એ રીતનો પોતાના મિત્રનો પત્ર આવવાથી પુરૂષોત્તમનું હૃદય આનંદથી ઉભરાઈ જવા લાગ્યું. અને તેને અઘોર અરણ્યમાં વિલા પડેલાં માણસને આશ્રય મળ્યા જેટલો સંતોષ ઉપજી તેના મનનું સમાધાન થયું. જવાને આગલે દિવસે સર્વે હકીકતનો પાછો પત્ર લખીને પોતાના મિત્રપર મોકલાવ્યો. એ પત્ર આપણા પ્રત્યેક તરૂણ જનોને વાંચી વિચાર કરવા જોગ હોવાથી, તે જેમનો તેમ અહીં ઉતારી લેવાને અડચણ નથી:—

સુમિત્ર પ્રિય દોલતરાય;—

વિનંતિ વિશેષ આપનો પત્ર પહોંચ્યો. પરમાનંદની એવી દશા શાથી થઈ? એવો પ્રશ્ન આપ મને પુછો છો તો તેનો ઉત્તર હું આપને શો આપું? આપ આ રાજધાનીથી થોડાજ દુર વસો છો તેથી કદાચિત કર્ણોપકર્ણે સર્વે આપના જાણવામાં આવ્યું હશે. આજકાલ આપણા લોકોમાં જે કાંઇ અવનવી રીતભાત પ્રચારમાં આવતી જાય છે, તેનો વિચાર કરવાથી અત્યંત દુઃખ પ્રાપ્ત થાય છે. આપણા લોકોનું રાજ્ય નષ્ટ થયું છે, આપણી સ્વતંત્રતા જતી રહી છે, પરદેશીઓએ આપણને કેવળ ગુલામ કરી મુકયાં છે, આપણા સુખમાર્ગો તેઓએ રોકી રાખ્યા છે, આપણી હેરાનગતિ દીવસોદિવસ વધવા લાગી છે, માત્ર પેટ બાળવા માટે આપણને પરાયા જનો પાસે હાથ જોડી દીનતાથી ઉભા રહેવું પડે છે, અને તેઓનો કઠોર શબ્દપ્રહાર અને તેઓની લાતમુકીઓ ખાવી પડે છે; તેઓએ આપણા તમામ શસ્ત્રો છીનવી લઇ આપણને કેવળ સ્ત્રી–અબલા સરખાં કરી મુકયા છે, અને એ સર્વે વિચારદૃષ્ટિયે જોવા લગીએ તો આગળ જતાં આપણી દશા કેવી દુઃખદાયક ને સંતાપજનક થઇ પડશે, તેનું અનુમાન પણ આપણાથી થઇ શકતું નથી. યુક્તિ પ્રયુક્તિથી એ પરાયાં જનોએ આપણી જેટલી દુર્દશા કરેલી છે, તેટલી દુર્દશા પૂર્વે કોઇ પણ રાજાએ કોઇપણ દેશની કરેલી, કોઈ પણ ઇતિહાસમાં માલમ પડતી નથી. એવી આપણી અવસ્થા છતાં આપણામાંના કેટલાક સારા સારા સંભાવિત અને પૌઢ લોકો, પોતાનું અવસ્યનું કર્તવ્ય વિસરીને, ભળભળતાંજ માર્ગોમાં પ્રવૃત્ત થવા લાગ્યા છે, અને તેઓનાં સહવાસ સોબતથી બીજા ઘણાં ગરીબગુરબાંની વિશેષ હાની થાયછે, તો એ વાત અત્યંત શોચનીય નથી શું? ભલેને પેટ

ભરીને ખાવા રોટલાનો ટાઢો ટુકડો પણ મળતો નહોય અને રહેવાને ઘરબારનું ઠેકાણું નહોય; ભલેને અદ્યાપિ બાઈ સાહેબ બાપ કીંવા વડીલભાઇની કમાણીપર તાગડધીંના કરતો હોય તથાપિ તેને અંગમાં કોટ પાટલુન ને ટોપી, પગમાં બુટ, સ્ટોકીંગ અને માથાપર ધુપછત્રી લટકાવ્યા વિના ચાલેજ નહીં!! જો કે આવા ઉદ્ધત અને ઉડાઉ વર્ત્તનથી કશો ફાયદો નથી પરંતુ આપણા લોકોની અક્કલપર પરદેશી નક્કલની છાપ પડી ગઇ છે ત્યાં ઇલાજશો? એ રીતે આપણા લોકોની અવસ્થા અત્યંત નિકૃષ્ટ થયેલી છતાં તેઓએ પોતાની અલ્પસ્વલ્પ અક્કલ નિર્માલ્ય—અર્થરહિત નાટકચેટક કરવામાં ખર્ચેવી જોઇયે કાં? અને વળી તેઓના એ નાટકો એવાં કે તેમાં પુરૂષોએ સ્ત્રીઓ કરતાં પણ વિશેષ સ્ત્રીપણું ભજવી બતાવી સાબાશી મેળવવી!!! પરદેશીઓના શ્રેષ્ટત્વનો પ્રકાશ મસ્તક પર પડવાથી આપણા લોકો જે અબળા સરખાં કંગાળ થઈ ગયાંછે તેનાથી હજુ હાયહાય! તેઓની તુપ્તિ થઈ નથી!! કેવી વિપરિત વાત કે પોતે અબળ છતાં અબળપણું તેઓને આજકાલ પ્રિય થઈ પડયું છે!!! આ વાતનો આટલેથીજ નિવેડો આવ્યો હોત તો ઠીક હતું! પણ ના, આપણે એવા ભાગ્યશાળી કયાં છિયે? આપણા લોકો નાટકચેટકના છંદમાં લાગી, ઉદ્ધત ને સ્વચ્છંદી બની આબરૂના કાંકરા કરે છે અને કુટુંબને કાળો ગળીનો ડાઘ લગાડે છે. એટલુંજ નહીં પણ અધુરાંમાં પુરૂં તેઓને પીવાને દારૂ જોઇયે! ઠાંસીને દારૂ પીધા વિના કોઈ પણ કામ સરસ રીતે થતું નથી એવો આપણા ઘણા લોકોનો નિગ્રહ થતો જાય છે, તો પછી કરવું શું? સારા પાંચ પાંચ પદવી મેળવેલા એવા આપણા કેટલાક લોકો સ્વદેશની સ્થિતિનો વિચાર નહીં કરતાં દુરાચારમાં ઝીપલાવી પડે છે અને આશ્ચર્યની વાત છે કે એથી તેઓ મુદલ શરમાતા નથી. શરમાવાની

વાત તો એક બાજુએ રહી પરંતુ તેઓ છચોક કહેછે કે અમે જે કરીએ છીએ તે સ્વદેશ કલ્યાણનું મોટું સાધન છે! એકંદર ઘણાખરા લોકોની એવા પ્રકારની વર્ત્તણુંક જોવામાં આવે છે અને તેથીજ અમોને પણ (પરમાનંદને લીધે) કનિષ્ઠાવસ્થા અત્યારે પ્રાપ્ત થઇ છે. બાળવિવાહ નિષેધ, વિધવાવિવાહ, પ્રાર્થના સમાજનો પ્રચાર, પરદેશાટન, કળાકૌશલ્યની અભિવૃદ્ધિ, ઇત્યાદિ દેશોન્નતિની બાબતોથી આપણા લોકો અરેરે કેવળ વિમૂખ બની, સર્વ લજ્જા છોડી, ઉડાઉ ને ઉદ્ધત વર્ત્તન આદરી બેસે, કીંવા નિરર્થક નાટકચેટક અને એશારામના ફંદમાં પડી તન, મન ને ધનની ખરાબી કરતાં પાછું વાળી જુએ નહીં એજ તેમના ડાહાપણનું અને શિક્ષણનું ફળ કે!! બળો તે ડાહાપણ! અને આગ લાગો તે વિદ્યામાં!! નાટકના છંદમાં પડીને આપણો પરમાનંદ ખરાબ થયો અને કુસંગતથી તેનાપર અવનવા કુકર્મના આરોપ આવીને તે કારાગૃહમાં હાલ નિવાસ કરે છે! જોકે મને હાલ સર્વ બાબતો અનુકુળ છે; કોઈ વાતની કમી નથી, પરંતુ પરમાનંદનું એમ થવાથી મને અહોરાત્ર મુદ્દલ ચેન પડતું નથી. પ્રભુ રાખે તેવી રીતે રહેવું પ્રાપ્ત થયું છે. પરમાનંદને છોડવવાનો અમે પ્રયત્ન કરીએ છીયે. અને તેના સંબંધમાં અપીલ કરવા માટે મહુ મુકામે આવવાનો મારો વિચાર છે. યશ આપવો પરમેશ્વરના હાથમાં છે. બાકી નવલવિશેષ મેળાપ થયા પછી આપના જાણવામાંજ આવશે. પ્રીતિમાં વૃદ્ધિ કરશો એજ વિનતિ.

મુકામ ઇંદોર
તા. ૭મી અકટોબર

આપનો પરમ મિત્ર,
પુરૂષોત્તમ.

એ રીતે પત્ર લખીને રવાના કર્યા બાદ પુરૂષોત્તમે ત્યાંથી નિકળવાની સઘળી તૈયારી કરી. પરમાનંદના કેશ-

ની ભાંજગડમાં ગુંથાયાથી ઘેર પત્ર લખવાને તેનાથી બની શક્યું નહોતું, તેથી અત્યારે જડપથી એક પત્ર લખીને રાધાગવરીપર મોકલાવ્યો, અને તેનો જવાબ મહુમાં પોતાના મિત્રના સરનામાપર મોકલવાને લખ્યું. બીજે દહાડે પોતે મહુ જવાને નિકળ્યો. ત્યાં જઇ પહોંચ્યા બાદ બે ત્રણ દહાડે રાધાગવરીનો પત્ર તેને મળ્યો તેથી માતુશ્રીની માંદગી વિષેના સમાચાર તેના જાણવામાં આવ્યા; પરંતુ પરમાનંદની અપીલનો નિવેડો આવવાને અનુમાનથી જણાયું કે હજુ બીજા બે ત્રણ દિવસ જોઇએ. તેથી એટલા દિવસ ગયા તેમ બીજા પણ ચાર દિવસ જલદીથી નિકળી જશે, એવો વિચાર કરીને પુરૂષોત્તમ અને દયારામ અપીલના ફેસલાની રાહ જોતા બેઠા; પરંતુ ચાર દિવસ ગુજરી ગયા પછી પણ અપીલનો નિકાલ નહીં આવવાથી તેઓ નિરાશ થયા. ઘેર તરફની માતુશ્રીની અવસ્થા સાંભળી તેઓનાથી મહુમાં વધારે દહાડા રહી શકાય તેમ નહોતું. છેલે ગામમાંના બે કાબેલ વકીલ કરીને તેઓને કેશની આગળ પાછળની તમામ હકીકત નિવેદન કરી, એ કેશ હવે શી રીતે આગળ ચલાવવો ઇત્યાદિ બાબત પણ યથાર્થ કહી સંભળાવી, અને ત્યારબાદ દયારામને તથા પ્રેમાચાકરને ત્યાંજ રહેવા દઇ પુરૂશોત્તમ પોતે એકલોજ મુંબઇ આવવા ચાલી નિકળ્યો.

---

## પ્રકરણ ચૌદમું.

અહીંયા અવલડોસીની માંદગી ઉત્તરોત્તર અધિક વધતી ચાલી. પુરૂષોત્તમ ઘેરમાં આવતાંજ મૃત શરીરમાં જીવ આવ્યાની પેઠે રાધાગવરીના શરીરમાં બમણી હોશિયારી આવી અને તે સાસુજીની સેવાચાકરી માટે અધિક કાળજી કરવા લાગી. પુરૂષોત્તમ મુંબઇમાં નથી એમ

જાણી માતુશ્રીની સેવાચાકરી કરવા માટે નવસારીથી હરીરામ પણ મુંબઇ આવ્યો હતો. ડાકતરો અને વૈદ્યોએ અવલડોસીની આશા છોડીને તેને ઔષધ આપવું બંધ કર્યું હતું. શાસ્ત્રીમહારાજના મરણ વખતે લોકોમાં જેટલો અરેરાટ થયો હતો તેટલો અરેરાટ ને શોક આ વખતે થયો નહીં. જે બુઢાં માણસો હતાં તેઓ કહેવા લાગ્યાં કે,—"ઝાડનું પાકેલું પાંદડું જ્યારે ત્યારે ખરી પડવાનુંજ, અને એ પ્રમાણે ડોસીના મૃત્યુના દિવસ પાસે આવ્યા છે પરંતુ તેમાં દુઃખ શાનું? તેને તો ઉલટી મહા પુન્યશાળી સમજવી જોઈયે; કેમકે દીકરા દીકરીઓને ઘેર છોકરાંનું સુખ ભોગવીને રંગેળિયાતે તે ચાલી નિકળી છે." મથુરી રહી રહીને માતુશ્રીના ઓરડામાં જઇને રડવા લાગતી કેટલીકવાર તો માતુશ્રીના મ્હોંમાં મ્હોં ઘાલી "માં, માવડી, માડી; મારી સાથે છેવટની અરે એક શબ્દ તો બોલ!" એમ બોલી કકળીને મોટેથી હીબકાં ભરી રડવા માંડતી. અવલડોસી એટલી અજાંરી છતાં તેની અદ્યાપિ શુદ્ધિ ગઇ નહોતી અને તેથી મથુરી જ્યારે જ્યારે રડતી, ત્યારે ત્યારે તે હાથ ઉંચો કરી નાકપર અરાડી તેને ચુપ રહેવાને ઇશારત કરતી હતી. એ પ્રમાણે જ્યારે મથુરી રડવા લાગતી ત્યારે લલિતાવહુ અને જસોદાવહુ પણ ગળગળાં થઈને અશ્રુપાત કરતાં હતાં. રાધાગવરીનું મ્હોંડું ફિકર ચિંત્તાથી કેવળ કરમાઈ ગયું. ઈંદોરથી આવ્યા પછી પુરૂષોત્તમ માતુશ્રીને ઓશિકે રાત્ર દિવસ એક સરખો બેસી રહેતો હતો અને એ જોઇને અવલમા કયારે કયારે ઝીણા સ્વરથી કહેતી કે,—"બાપુ પુરૂષોત્તમ, જા તું જઇને જરા નિદ્રા લે—જરા ઉંઘાઇ જા." બુઢાં માણુસોને મરણ સમયે ઘણા દહાડા પથારી સેવવી પડે છે. તેનો પ્રાણ એકાએક જલદીથી જતો

નથી અને એ મુજબ દેહાવસાન થયા પેહેલાં અવલડોસી-ને ચારપાંચ દહાડા અગાઉ ઉર્ધ્વવાયુ થઇ આવવાથી તે એક સરખી ઘરડવા લાગી.

પુરૂષોત્તમ ઘેર આવ્યા બાદ પાંચમે દીવસે પરમાનંદ અને દયારામ—એ બંને ભાઈઓ ઇંદોરથી ઘેર આવવા નિકળ્યા અને મળસકાંમાં મુંબઇ આવી પહોંચ્યા. ઘેર આ-વતાં વાર બારણું બંધ હોવાથી તે તેઓએ ખખડાવ્યું. અવાજ સાંભળતાંવાર પુરૂષોત્તમે નીચે આવીને બારણું ઉ-ઘાડયું અને બંને ભાઇઓને નિહાળી તેની ચક્ષુમાંથી પ્રે-માશ્રુ ગળવા લાગ્યાં; પછી એ ત્રણે ભાઇઓ ઉપર આવ્યા અને તે વેળાએ તો ઘરની તમામ સ્ત્રીઓએ પ્રેમોદ્ગારપૂર્વક કળાહોળ કરી મુકયો. મથુરીએ પણ તેઓને જોઇ "અરે આ—આ—વ, ભાઇ—મા—માની—શી આ દશા! ઉં ઉં ઉં" એ-મ બોલી રડવા માંડયું. આ પ્રકાર જોઇ દયારામ અને પરમાનંદ માતુશ્રીની પાસેજઈ તેને બોલાવવા લાગ્યા; એકે ક-હ્યું,—"મા, મા જરા આંખ ઉઘાડીને તો જો—હું તારો લા-ડકો પરમાનંદ તને મળવા આવ્યો." બીજો આંખમાં આં-સુ લાવીને બોલ્યો,—"મા છેવટનો શબ્દ તો બોલ—હું દયા-રામ" પણ માતુશ્રીની આંખો શી રીતે ઉઘડે? હરીરામ પણ હાક મારીને કહેવા લાગ્યો,—"મા, તને દયારામ અને પરમાનંદ બોલાવે છે માટે એકવાર આંખ ઉઘાડીને તેઓ સામું જો." માતુશ્રીને તે વખતે આંચકી થઇ આ-વી હતી; તેને બાહાર શું થાય છે અને કોણ શું બોલે છે, તેમાંનું મુદલ સમજવામાં આવતું નહોતુ. તેના ડોળા ચકળવકળ ફરવા લાગ્યાં; શ્વાસોચ્છવાસ બંધ થવા માંડયો; હાથ પગનાં તળીયાં થંડાગાર થઈ ગયાં; સારાંશ પ્રાણ નિકળી જવાના સર્વ ચિન્હો સ્પષ્ટ દીસવા લાગ્યાં; ત્યારે ચારે ભાઇઓ પૈકી મોટાએ માતુશ્રીનું મા-

થું પોતાના ખોળામાં મુક્યું; બીજો તેની આંખોપર પાણીવાળો હાથ ફેરવવા લાગ્યો; ત્રીજો માતુશ્રીના મુખમાંથી જે ફીણ નિકળતાં હતાં તે એક રૂમાલ વતી લુંછવા માંડ્યો; અને ચોથો તુલસીપાત્ર, દહીં, ચરણામૃત, પાણી આદિ તેના મુખમાં નાખવા માટે તૈયાર થઇ ઉભો રહ્યો. વાંચનારી બેહેનો! એ સર્વ અવલડોસીના અંતકાળની તૈયારી નિહાળી ઘરનાં માણસોએ જે શોકધ્વનિ ને રડાપીટ કરી મુકી તે અરે! કેટલી હૃદયભેદક ને ચિત્તવેધક હતી!! આ વખતના ભયંકર પ્રસંગનું યથાર્થ વર્ણન થઇ શકે તેમ નથી, માટે તેની કલ્પના સર્વેએ પોતેજ કરવી જોઈએ. બાપડી મથુરી પલંગના પાયા સાથે ધડોધડ માથુ અફળાવીને "મા, મને કોને સ્વાધિન કરી ચાલતી થઈ!" એમ બોલી મોટેથી રડવા આરડવા લાગી. તેમજ સર્વ વહુ દિકરાઓ,—કોઇ કંઇ તો કોઇ કંઈ, માતુશ્રીના ગુણ સંભારી કાળો કકળાટ કરવા માંડયાં. પરમાનંદના દુઃખનો તો પારાવારજ રહ્યો નહીં. ક્યાંથી ઝખ મારી, અને માતુશ્રી સાથે કજીયો કંકાસ કરીને નાટકના છંદમાં લાગી નાહાસી ગયો, એમ તેને પરિતાપ થવા લાગ્યો. પરંતુ બાપડો કરે શું? કોની પાસે હવે તેણે ક્ષમા માગવી? અને પોતાની દુર્દશાની તથા ત્રુરંગમાં પડયાની હકીક્ત પણ હવે તેણે કોને કહી સંભળાવવી? માતુશ્રીએ તો માત્ર એક વખત પણ આંખ ઉઘાડીને તેની સામું જોયું નહીં, કીવાં એક શબ્દ પણ, ભાગોટુટો તેની સાથે તે બોલી નહીં અને તેને જન્મ પર્યંત તજી જવાના માર્ગે ચાલતી થઈ. અરરે! બિચારો પરમાનંદ આજે કેવળ અનાથ જેવો થઇ રહ્યો! તે જમીનપર ગડથોલું ખાઇને, "મા, અરે મા, મારી સાથે અંતે એક શબ્દ પણ બોલી નહીને? અરે હું ચંડાળ તારાથી રીસાઇ ગયો હતો માટે હવે માતુશ્રી મને ક્ષમા કરો અને સા-

વડી હવે હું તને કયારે જોવા પામીશ!" એમ બોલી પોક મુકીને રડવા લાગ્યો. છેલે અવલડોસીની દેહમાંથી પ્રાણવાયુ નિકળી ગયો. મોહનલાલે આ દુઃખદાયક બાતમી પુરૂષોત્તમના સગાં સંબંધીમાં જઇને જણાવી અને તે પ્રેતક્રિયા વાસ્તે જોઇતું સાહિત્ય બજારમાંથી ખરીદી લાવ્યો.

એક તો પુરૂષોત્તમનો લોકવ્યવહાર મોટો હતો અને વળી તે નાનાં મોટાં સર્વ સાથે ઘણી પ્રીતિથી વર્તતો હતો, તેથી સર્વ સ્નેહીમંડળ અવલડોસીની પ્રેત ક્રિયામાં અભડવા એકઠું થયું, અને પછી શ્રદ્ધાપૂર્વક ખિન્નવેદન કરી તેનું પ્રેતદહન કરવા માટે સ્મશાન ભુમિમાં ગયું. અહીં પુરૂષોત્તમના સગાંસ્નેહી પૈકી–પુખ્ત બે ચાર પુરૂષો ઘરની સ્ત્રીઓનું સાંત્વન કરવા સારૂ પાછળ રહ્યા. પ્રેતદહન થઈ રહ્યા બાદ સર્વ મંડળ પુરૂષોતમ સાથે ઘેર આવ્યું અને ત્યાં થોડો વખત બેસી સર્વ કોઇ પોતપોતાને ઘેર ચાલતું થયું.

---

## પ્રકરણ પંદરમું.

અવલડોસીનું વર્ષશ્રાદ્ધ વગેરે થઈ ગયાને ઘણા દહાડા વહી ગયા. માતુશ્રીના મરણ પછી થોડાજ દિવસમાં બિચારી ગોદાવરી વિધવા થઇ.–તેનો પતિ મરણ પામ્યો, તેથી તે રાધાગવરીને ત્યાં આવી રહી અને પાછી સાસરે ગઈજ નહીં. પરમાનંદ પણ શુદ્ધિપર આવીને નવસારી જઇ મોટાભાઇ હરીરામ સાથે હળીમળીને ચાલવા લાગ્યો. અહીં મુંબઇમાં પુરૂષોત્તમ પણ પ્રથમ પ્રમાણેજ સુખથી કાળ ક્રમણ કરવા લાગ્યો. અને ગોદાવરીને લખતાં વાંચતાં શિખવવા સારૂ ઘણી મેહેનત લેવા માંડયો. ગોદાવરી જાતે ચંચળ બુદ્ધિની હોવાથી તેણે જોતજોતાંમાં ગુજરાતી ભાષાનો અભ્યાસ પુર્ણ કરી થોડો અંગ્રેજી-

નો પણ અભ્યાસ કર્યો. શિવાય જનાના મિશનની એક મિશનરી બાઇ પાસેથી પિયાનો, હારમોનિયમ આદિ વાદ્ય વગાડવાને તે જલદીથી શીખી ગઇ. આ વખતે રાધાગવરીની કન્યા કમળાગવરી સુમારે ત્રણ ચાર વર્ષની થઇ હતી. બારણાનો ઉંબરો ઓળંગતી વખતે હવે પ્રથમ પ્રમાણે તેને ઉચકી લેવી પડતી નહોતી. ઢીંચા પલંગપર ચઢવા ઉત્તરવા હવે તેને જેની તેની વિનવણી કરવી પડતી નહોતી. હવે તો તે આ ઓરડામાંથી પેલા ઓરડામાં ઢીંચા નીચેથી માળપર જોઇએ ત્યાં જ્યારે ત્યારે જઇ શકતી હતી, એટલુંજ નહીં પણ આડોશીપાડોશીને ઘેરપણ તે એકલીજ રમવા જતી હતી. પુરૂષોત્તમની મિલ્કત દિવસે દિવસે વધાવા લાગી. બહાર હરવાફરવા માટે તેણે એક ઘોડાગાડી પણ રાખી લીધી. સારાંશ, સર્વ પ્રકારનું સુખ પ્રસ્તુત સમયમાં તેને અનુકુળ થઇ પડયું. પરંતુ એવી પૂર્ણ તરૂણાવસ્થામાં–પ્રાપ્ત થયેલું ગોદાવરીનું વૈધવ્ય–અને તેની દયાજનક દશાથી તે બાપડો મોટી કાળજીમાં ગબડી પડયો. રાધાગવરીની સાથે જ્યારે તે એકાંતમાં હોય ત્યારે તેઓ બંને વચ્ચે ગોદાવરીનીજ વાતો નિકળતી હતી. છેલ્લે થોડા દહાડા મહા વિચારમાં ગુંથાઈ રહી, એ બંને સ્ત્રી પુરૂષે એવો નિશ્ચય કર્યો કે મોહનલાલની સાથે ગોદાવરીના પુનર્લગ્ન કરી આપવાં. મોહનલાલ કાંઈ તેના ઘેરમાં અણઓળખીતો કે નવિન નહોતો. ગોદાવરીનો અને મોહનલાલનો પૂર્વથી પરિચય હતોજ. પુરૂષોત્તમ "પુનર્વિવાહોત્તેજક મંડળી"ના ઉત્પાદકો પૈકી એક પ્રમુખ ઉત્પાદક હોઇને તેનો વિચાર ગોદાવરીના પુનર્લગ્ન કરી આપવાનો છે, એવી હકીકત રહેતે રહેતે મોહનલાલના જાણવામાં આવી. રાધાગવરી હવેથી ગોદાવરી અને મોહનલાલનું વર્ત્તન બારીકીથી તપાસવા લાગી. મોહનલાલમાં

ગોદાવરી વિષે પ્રેમ ઉત્પન્ન થયો હતો અને તે બાબત રાધાગવરીને મુદલ શંકા રહી નહોતી; પરંતુ ગોદાવરીના મનનો હેતુ શો છે, તે આજ સુધી સ્પષ્ટ રીતે તેના સમજવામાં આવ્યો નહોતો. જ્યારે રાધાગવરી કદી કદી જાણી જોઇને ગોદાવરી પાસે પુનર્લગ્નની વાત કહાડતી, ત્યારે તે શરમાઇને નિચું નિહાળી કશો જવાબ આપતી નહોતી. અર્થાત તેના મનનો ભાવ ઘણા દહાડા સુધી રાધાગવરીના જાણવામાંજ આવ્યો નહીં.

પુરૂષોત્તમના કુટુંબમાં ગોદાવરીના પુનર્લગ્ન વિષે વાતચિત ચાલી રહી છે એટલામાં એક દહાડો મહા ઉત્પાત થયો. જોકે રાધાગવરી દીવસે ઉંઘનારી, બીજી સ્ત્રીઓની પેઠે આળસુ ને એદી નહોતી પરંતુ થવાકાળ, તેનો ઇલાજ શો? બપોરે જમી રહ્યા બાદ જરા ઉંઘાવા સારૂ રાધાગવરી સહજ બિછાનાપર પડી નિદ્રાવશ થઇ ગઈ. રાધાગવરીની આંખો લાગ્યા પેહેલાં રસોઇઓ કમળાને તેની જોડમાં બેસાડી ચાકરનોકરોને પીરસવા ગયો. કમળા પોતાના નિત્યના રમકડાં લઇ ઓરડામાં રમવા લાગી અને રાધાગવરી તે નિહાળતી નિહાળતી છેલે ઉંઘાઈ ગઇ.

સુમારે કલાક દોહોડ કલાક પછી ઉંઘમાંથી ચોંકી એકાએક જાગૃત થઇ રાધાગવરી આસપાસ જુએ છે તો કમળી દૃષ્ટીએ પડી નહીં. તુરત "કમળી, કમળી!" એમ બુમો મારી તે આ ઓરડામાંથી પેલા ઓરડામાં ગભરાઈને ચારેતરફ હિંડીને તપાસવા લાગી, પરંતુ ત્યાં તે મુદલ જોવામાં આવી નહીં. સર્વ ચાકરનફર અને ભટ વગેરેને પુછ્યું તો તેઓને પણ તે ત્યાં ગઈ છે, તેનું ભાન નહોતું. રાધાગવરીને ગભરાયેલી દેખી બાપડો પ્રેમે ચાકર જમવાનું જેમનું તેમ પડતું મુકી આડોસીપાડોસીને ત્યાં કમળાનો શોધ કરવા દોડી ગયો. કમળા ખોવાઈ ગયાના

સમાચાર સાંભળી આસપાસનાં સ્ત્રી બાળકો રાધાગવરીને ઘેર એકઠાં થયાં અને "આખા દહાડામાં આજ કમળા અમારા જોવામાં મુદલ આવી નથી" એમ તેઓ કહેવાં લાગ્યાં; અંતે કમળાનો કશો પત્તો લાગ્યોજ નહીં તેથી રાધાગવરી ગભરાઇને ગળગળી થઇ ગઇ—તે પોકેલે ઘાંટે આંખમાં પાણી લાવી "કમળી, બાપુ કમળી, બ્હેન તું કયાં છે ?" એમ બોલતી અહીંતહીં ઘેલાની માફક રઘવાઇ બનીને હિંડવા લાગી, પરંતુ કમળાની કોકીલસરખી મધુર વાણી તેના સાંભળવામાંજ આવી નહીં.

એટલામાં કમળાનું લાડકું મનુ નામનું બિલાડું મોટેથી મ્યાંવ મ્યાંવ કરતું ખીડકીપરથી જમીનપર, અને જમીનપરથી ખીડકીપર કુદવા લાગ્યું; ત્યારે જુએ છે તો ખીડકી કેવળ ઉઘાડી હતી અને તેની સામેના ભાગપર બિલાડું વખતોવખત નિહાળતું હતું. આથી રાધાગવરી સર્વાંગે થરથર કાંપવા લાગી અને ઘામથી તેના અંગપરના વસ્ત્રો ભીંજાઇ ગયાં; તે બાપડી ત્યાંથી એકપણ પગલું આગળ જવાને ઉચકી શકી નહીં—કમળાપર કયા પ્રકારનો પ્રસંગ ગુજર્યો છે તે બાબત હવે કશી શંકા રહી નહીં. થોડીવારે રાધાગવરીએ શુદ્ધિપર આવીને લાગલીજ ખીડકી બંધ કરી લીધી અને તેની સામે—જ્યાં એક ઉંડો પાણીનો કુવો હતો તે તરફ દોડી ગઇ. એ જોઇને બિલાડું પણ તેની પાછળ દોડતું ગયું અને કુવાને કાંઠે ચારે તરફ ફરીને મ્યાંઉ મ્યાંઉ કરીને આરડવા લાગ્યું. રાધાગવરી બાપડી એટલી તો બહાવરી બની ગઈ કે આ પ્રસંગે હવે શું કરવું તેમાંનું તેને કશું સુજ્યું નહીં. એકઠી થએલી સ્ત્રીઓ પૈકી કોઇને પણ કુવામાં ઉતરતાં આવડતું નહોતું અને પુરૂષ આદમી ત્યાં કોઇજ હાજર નહોતો. પ્રેમોચાકર કમળીનો શોધ કરવા ગયેલો હતો તેપણ અધારાત સુધી આવ્યો નહોતો. રાધાગવરીનું અને

કમળીનું જતન કરનારી દાસીનું કલ્પાંત સાંભળી પડોશનાં મણિલાલ વકીલનાં મા તથા પત્નિ દોડતાં આવ્યાં અને રાધાગવરીના દુઃખમાં ભાગીદાર થઈ તેના મનનું ઘણી ઘણી રીતે સમાધાન કરવા લાગ્યાં. એટલામાં પ્રેમો પણ આવી પહોંચ્યો. તેણે આવતાંવાર કમળીનો શોધ લાગ્યો કે નહીં, એ બાબત જરાએ ચુંકે ચાં કર્યું નહીં અને દુઃખ પણ બતાવ્યું નહીં. પણ આવતાં વાર એકદમ કુવામાં તે કુદી પડયો અને ડુબકીપર ડુબકી મારી કમળાંનું પ્રેત પાણીમાંથી ઉચકી બાહાર આવ્યો. અરેરે! કમળા, જે ખાંધપર હમેશાં બેસીને પોતાના હાસ્યયુક્ત મુખમાંથી હીરાકણી સરખા દાંત દેખાડી લોકોનું મન મોહિત કરતી હતી, તેજ ખાંધપર તે આજે પ્રેત રૂપ થઇ પડી! હાય હાય! આ વખતે પૂર્વની પેઠે તે કાલુંબોબડું બોલીને આપણને શી રીતે હસાવી શકે!! તેનું શરીર પાણીની ઉપર દેખાતાંવાર તેના ખોળીઆમાં હજી જીવ છે એવો ભાસ થયો અને તેથી પ્રથમ તો જેના તેના મ્હોંમાંથી આનંદોદ્‌ગાર નિકળવા લાગ્યા, પરંતુ પાછળથી તેઓ સર્વ નિરાશ થવાથી સર્વત્ર હાહાકાર થઈ રહ્યો!!

પ્રેમાએ કમળીને લઇ કુવાના કાંઠાપર પગ મુકતાં વાર રાધાગવરીએ તેની ખાંધપરથી કન્યારત્નને ઉચકી લઈ લાગલું પોતાના ખોળામાં બેસાડયું અને રડતી રડતી પોતાનો હાથ વ્હાલી કમળાના અંગપર ફેરવવા લાગી. ક્ષણમાં શ્વાસોચ્છવાસ જોવા માટે પોતાના હાથની આંગળીઓ તેના નાકપર મુકતી અને ક્ષણમાં પોતાનો હાથ તેની છાતીપર મુકી તેનો થડકો નિહાળતી રાધા, ઉષ્ણ આંસુડાં પાડવા લાગી. તે બાપડી ઘડીમાં સર્વ ઉપાયો કરી ચુકી પરંતુ જ્યારે કમળામાં જીવ હોવાના મુદલ ચિન્હો જણાયા નહીં ત્યારે તે અતિ આક્રોશ કરી મોટેથી રડવા લા-

ગી. ત્યાં એકઠાં થયેલાં માણસોમાંથી કોઇ પુરૂષોત્તમને બોલાવી મંગાવવાને અને કોઇ ડાકટરને તેડાવી લાવવાને કહેવા લાગ્યું. એવો એક સરખો શોક અને ગડબડાટ થઇ રહ્યો છે એટલામાં પુરૂષોત્તમ પણ બારણામાં આવી પહોંચ્યો. અને ચોંકીને નિહાળે છે તો કુવા કાંઠે પુષ્કળ માણસો એકઠાં થયેલાં છે અને તેમાં રાધાગવરી મોટેથી કલ્પાંત કરે છે એવું તેના જોવા સાંભળવામાં આવ્યું. આથી તે ઘણોજ ભયભિત થઇને એકદમ કુવા તરફ દોડી ગયો. પુરૂષોત્તમને જોતાં વાર રાધાગવરીના રડણાનો પાર રહ્યો નહીં. તેનાથી પુરૂષોત્તમ તરફ નહીં જોવાઇ શકવાથી તે નિચું ઘાલીને હીબકાં ભરી રડવા લાગી. આ પ્રકાર જોઇને પુરૂષોત્તમના હાથ પગ ગળી ગયા; ચાલવા અને બોલવાની તેનામાં મુદલ શક્તિ કે શુદ્ધિ રહી નહીં. જે પ્રમાણે માણસપર વિજળી પડવાથી તે કેવળ નિશ્ચેષ્ટ થઇ રહે છે, તે પ્રમાણે પુરૂષોત્તમ અત્યારે દીગમુંઢ ને સુનકાર ચૈતન્ય વિનાનો થઈ રહ્યો અને પછી થોડી વારે હળુહળુ ઘેરના માળપર જઇ ત્યાં તે બાપડો ભોંયપર મુર્છા ખાઈ ઢળી પડયો.

થોડો વખત ગુજર્યા બાદ મણિલાલ વકીલની માતુશ્રી કમળાનું પ્રેત પોતાના હાથમાં લઇ રાધાગવરીને માળપર લઈ આવી. અને એટલામાં પ્રેમો ચાકર ડાકતરને બોલાવી લાવ્યો. ડાકતરે આવતાંવાર પ્રથમ તેની નાડ તપાસી, અને પછી યંત્ર લગાડી તેના પેટમાંથી સર્વ પાણી બાહાર કહાડયું, તથા બીજા ઉપચારો પણ કીધાં પરંતુ ચૈતન્ય હોવાના ચિન્હો મુદલ દેખાયાં નહીં; તો પછી કાલુડી કમળા હસતી હસતી "મા, મા" એમ કયાંથી બોલવાની હતી? કીંવા નિત્યની માફક પિતા ઘેર આવ્યા કે તુરત તેની સાથે અહીં તહીં ફરી પોતાની કાલીબોબડી

ભાષાથી નાનાપ્રકારનો વિનોદ શી રીતે કરી શકવાની હતી? પ્રેમાચાકરને કોઇ મશ્કરીમાં મારતું તો જે પોતે કળાહોળ કરી મુકતી, તેજ કમળા અત્યારે પ્રેમાને રડતો નિહાળી શી રીતે છાનો રાખી શકે? આખરે એકઠાં મળેળાં લોકો કમળાનું મૃતશરીર રાધાગવરી પાસેથી લઈ તેને ન્હવરાવી સ્મશાનમાં લઇ ચાલ્યા. રાધાગવરી ઘેરમાં જમીનપર નિશ્ચેષ્ટ થઈ પડી. તે ગોદાવરીની પેઠે વધારે વખત મોટેથી રડી એકસરખો આક્રોશ કરી રહી નહોતી. કીંવા પ્રેમાની પેઠે હીબકાં ભરી રહી રહીને કળાહોળ કરી મુકતી નહોતી. પરંતુ તેના રડવાનો ધીરો ગુણગુણ કરતો સ્વરજ કહી આપતો હતો કે કન્યામૃત્યુના ઘોર દુ:ખથી તેનું કાળજુ તુટી પડે છે. પ્રિય વાંચનારી બ્હેનો! રાધાગવરીના દુ:ખની પરિસીમા થઇ શકે તેમ નથી માટે તેની કલ્પના તમેજ કરો. ખરેખર આવો પ્રસંગ દુસ્મન ઉપરે પણ કદી ગુજરશો નહી.

મણિલાલ વકીલની માઅને પતિ દુખાર્ણવમાં બુડેલાં કુટુંબનું સાંત્વન કરવા માટે ત્યાંજ બેસી રહ્યાં, અને બાકીનાં લોકો એક પછી એક પોતપોતાને ઘેર ચાલી નિકળ્યાં. બિચારૂં બિલાડું મ્યાંવ મ્યાંવ કરતું આ ઓરડામાંથી પેલા ઓરડામાં—એમ આખા ઘેરમાં ફરેવા લાગ્યું. પરંતુ કમળાગૌરી તેને કંઠાલિંગન આપી ઉંઘાઈ જવાને આ જગતમાં કોઇ પણ જગોએ રહી નહોતી! તો પછી ત્યાં તેને તે શી રીતે નજરે પડી શકે? બિલાડાનો એવો કકળાટ સાંભળી ઘરનાં તમામ માણેસોની આંખમાંથી ચોધારાં આંસુઓ વહેતાં અને તેઓને બહુ માઠું લાગતું હતું.

---

# પ્રકરણ સોળમું.

માણસના હૃદયપરથી દુઃખનો ડાગ વખત જતે કમી કમી થતો જાય એવી પરમેશ્વરી યોજના છે. અને એ પ્રમાણે જોકે કમળાના અકાળમૃત્યુથી પુરૂષોત્તમ તથા રાધાગવરીનું કાળજાું દુઃખથી કેવળ ફાટી ગયું હતું, તથાપિ હવે તેઓને એ દુઃખ હળુહળુ વિસારે પડવા લાગ્યું; તોપણ તેઓનું મન કદી કદી ઔદાસિન્ય થઇ રહેતું હતું. રોજ સંધ્યાકાળે રાધાગવરીને શિખવવા એક મિશનરી બાઈ આવતી હતી, તેને પણ હવેથી નહીં આવવાને કહ્યું. તેમજ સાયંકાળે નિત્ય પુરૂષોત્તમ સમુદ્રકિનારે હવા ખાવા જતો હતો તે તેણે પણ હવે ત્યાં જવું તજી દીધું. કોઇને ત્યાંથી કાર્ય પ્રસંગે આવેલું લ્હાણું પણ લેવું તેઓએ બંધ કર્યું. રાધાગવરીએ કમળાનાં ઢીંગલાં ઢીંગળી, કાચ કાષ્ટનાં પુતળાં, ઘોડા, ગાડી, રમવાનાં નાનાપ્રકારનાં રમકડાં અને કપડાં વગેરે સર્વ કાંઇ વસ્તુઓ એક ઓરડામાં અભરાઈપર ગોઠવી દીધી. તેમાંથી રમવાને માટે એક પણ વસ્તુ બીજાં છોકરાંઓને તે આપતી નહોતી. કોઇ વખતે જ્યારે એ ઓરડામાં તે જતી, ત્યારે ત્યાં રમકડાં તેની દૃષ્ટિએ પડતાંવાર તે રડતી અને અશ્રુપાત કરતી. કન્યાના મૃત્યુથી જોકે પુરૂષોત્તમના મનપર બહુ માઠી અસર થઈ હતી, તથાપિ એ વધારે બહાર નહીં બતાવતાં, સર્વદા રાધાગવરીની તબિયત ખુશ રાખવા માટે પ્રયત્ન કરતો હતો. ક્યારે ક્યારે વખત ગાળવાને માટે તેને બહાર ફરવા લઇ જવાની પુરૂષોત્તમ વાત કરતો હતો, પરંતુ રાધાગવરીનું દિલ ઉદાસ હોવાને લીધે તેણીને બહાર નિકળવાનું મનજ થતું નહોતું.

બંનેના મનને જોકે એટલું દુઃખ થતું હતું, તો પણ ઘરનો સર્વ વ્યવહાર પૂર્વ પ્રમાણે ચાલુ હોઇને, પુષ્કળ લો-

કો તેને ત્યાં કામકાજ સારૂં આવજાવ કરવાં લાગ્યાં. દયારામની અને મોહનલાલની મિત્રતા પૂર્વ કરતાં વિશેષ દૃઢ થવા લાગી. ગમે તેમ કરીને રાધાગવરીનું મન, હરેક પ્રકારે દુઃખમુક્ત કરવું, એટલોજ માત્ર તેઓનો મુખ્ય હેતુ હતો. અહીંયા ગોદાવરીની પ્રીતિ મોહનલાલપર ઉત્તરોત્તર વૃદ્ધિંગત થતી ચાલી. ગોદાવરી જ્યારે જ્યારે જે જે વિચાર કરતી ત્યારે ત્યારે, તેને તે તે વિચારમાં મોહનલાલના સદ્‌ગુણપરથી ભવિષ્યમાં પોતાને પ્રાપ્ત થનારા સુખની કલ્પના શિવાય બીજું કશુંજ નહોતું, અને હવે તો તે બાબત તેની પૂર્ણ ખાત્રી થવા લાગી. આવા પ્રકારથી પુરૂષોત્તમ, રાધાગવરી અને દયારામના મનનું વધારે સમાધાન થયું, એટલુંજ નહીં પણ ગોદાવરીના પુનર્લગ્ન મોહનલાલ સાથેજ કરી આપવાનો તેઓએ નિષ્ચય કર્યો.

એ વાતને કેટલાક દિવસો ગુજરી ગયા બાદ રાધાગવરીને પેટે બીજું બાળક અવતર્યું. આ વખતે પ્રસૂત થવાની વેળાએ રાધાગવરીને અતિ હેરાનગતી ભોગવવી પડી. બે ત્રણ દહાડા વેણવ્યથા ભોગવ્યા બાદ તેને એક પુત્રરત્ન પ્રાપ્ત થયું. નોકરચાકર, મિત્રમંડળ, સગાંસંબંધી આદિ હિતચિંતક મંડળને એ આનંદના સમાચાર સાંભળી પરમસંતોષ ઉપજ્યો. કેમકે કન્યાંના અકાળ મરણથી તેઓ સર્વને બહુ માઠું લાગ્યું હતું, અને પુરૂષોત્તમને ઘેર સારા દહાડા આવવાને માટે તેઓ ઘણા ઉત્સુક થઇ રહ્યાં હતાં. રાધાગવરીને પુત્ર પ્રસવ થયા પછી બે ત્રણ દિવસ તો સર્વસ્વ એક સરખો આનંદોત્સવ થઇ રહ્યો હતો, પરંતુ મહા દુઃખની વાત છે કે એ આનંદ નિત્યને માટે ટકી શક્યો નહીં. પ્રસૂત થવાની વખતે બહુ હાલહવાલ થયાથી આશરે ચાર પાંચ દિવસ ગુજર્યા બાદ છોકરાને કોઇ પ્રકારના રોગની ભાવના થઇ આવી; અને આઠ દિવસની અંદર

જ પ્રકાશિત થયેલા તે પુત્રરૂપી નક્ષત્રનો એકાએક અસ્ત થયો ! આપણી રાધાગવરી પ્રસત થતી વખતે ઉપજેલી વેદનાથી પ્રથમથીજ બેશુદ્ધ થઇ પડી હતી, તેથી તેને બાળક ગયાનું વધારે દુઃખ ઉપજ્યું નહીં, અને એટલા માટેજ પુરૂષોત્તમ પણ પોતાની પ્રિયાંગનાની કાળજીને લીધે વધારે દુઃખ કરી શક્યો નહીં.

આગળ જતાં રાધાગવરીનું અશક્તપણું અને સુવારોગનુ દરદ અધિકાધિક વધવા લાગ્યું. હવે તેને સુવાવડના ઓરડામાંથી શયનગૃહમાં લાવવામાં આવી. જે સુજ્ઞ રાધાએ પોતાના પતિ સારૂ પોતાનું સર્વસ્વ ખરચી નાંખ્યું, જે ગુણી રાધાએ પતિની સઘળી ફિકરચિંતાનો ભાર પોતાના મસ્તક પર ઉપાડી લીધો; જે ડાહી રાધાએ દરિદ્રતાના દોહિલા દિવસોમાં પણ પતિને સદા આનંદમાં રાખ્યો, જે જ્ઞાતા રાધાએ ફાટાંતુટાં કપડાં પેહરીને કે થોડે ઘણું માનીને વખત સંભાળી લીધો, જે શહાણી રાધાએ અપમાન અને અવજ્ઞા સહન કરીને સાસરીયાંમાં સંતોષથી દિવસો કહાડયા, અને જે સમજુ રાધાએ સર્વ કોઈને રાજી રાખી સર્વ પ્રકારે પોતાની કાયા અવટાવી કેવળ રૂધિર વિનાના હાડપિંજર સરખી કરી નાંખી, તેજ ગુણવંત, પુજ્ય, પતિવ્રતા, સુજ્ઞ, જ્ઞાતા રાધાગવરી, અરેરે ! અત્યારે અવાચક—અત્યાવસ્થ થઈ રહી છે. તેને ઔષધપાણી આપવા માટે એક કુશળ ડાકટરની યોજના કરી; તેને માટે દરરોજ પુરૂષોત્તમને આઠ દશ રૂપિઆ ખરચ થવા લાગ્યો. તેની માંદગીને લીધે પુરૂષોત્તમથી કેટલાક દહાડા કોરટમાં સુદ્ધાં જઇ શકાયું નહી. રાધાગવરી વચમાં વચમાં જ્યારે સારી હોય ત્યારે તે પુરૂષોતમને પોતાના કામપર જવાનું આગ્રહપૂર્વક કહેતી હતી. પરંતુ પુરૂષોતમના પગ ઘેરનીબહાર જવાને કહ્યું કરતાં નહોતા. રાધાગવરીની માંદગી અધિકાધિક

થતી જોઇ દયારામ પણ કોલેજ તજીને ઘેર રહેવા આવ્યો. દયારામ, ગોદાવરી, મોહનલાલ અને પુરૂષોતમ—એટલાંઓ મળીને રાધાગવરીના બિછાના પાસે બેસી રહી તેની સુશ્રૂષા કરતાં હતાં. અહાહા! વાસ્તવિક જે સજ્જન છે તેઓનું મન જ મહા ઉદાર હોયછે. રાધાગવરીને સુવારોગની મહા-વ્યથા ભોગવવી પડતી હતી. તે કદી કદી મૂર્છિત પણ થઇ જતી, તથાપિ ઘરનાં સઘળાં માણસોની તેને ઘણી કાળજી હતી! કયારેક તે પુરૂષોતમને જમવા જવાને વિનવણી કરતી; કયારેક દયારામને તથા મોહનલાલને "જાઓ જરા ઉંઘ લઇ વિશ્રાંતિ મેળવો." એમ કહી આગ્રહ કરતી; વધારે શું પણ ચાકરનફરને સુદ્ધાં તે કહેતી કે, "ભાઇઓ મારી માંદગીથી તમોને બહુજ ત્રાસ પડતો હશે નહીં વારૂ? પણ હું શું કરૂં? મારો કશો ઇલાજ નથી!"

આપણી રાધાગવરી જેવી સજ્જન સ્ત્રી આજારી હોવાથી તેની સેવાચાકરી કરવાને માણસોના વળી ટોટા શા? તે સર્વ કોઈને ઘણી પ્રિય હતી,અને તેના ઉપકારનો બોજો સર્વ કોઇના શિરપર હતો; તેથી તેની વ્યવસ્થા સારૂ પ્રત્યેક માણસો એક પગપર તૈયાર રહેતાં હતાં. મણિલાલ વકીલની માતુશ્રી અને તેની પત્નિ તો નિયમિત તેની પાસે બેઠેલાં નજરે પડતાં હતાં. એ વહુસાસુ ભાગ્યેજ પોતાને ઘેર દિવસમાં એકવાર જમવા જતાં હશે, બાકી આખો દિવસ રાધાગવરી પાસે પડયાં પાથર્યાં રહેતાં હતાં. રાધાગવરી એટલી આજારી છતાં તેનું મુખડું અદ્યાપિ કેવળ કરમાઇ ગયું નહોતું; વિશેષમાં વળી અત્યારના જેવી સહનશિલતા તેનામાં પૂર્વે કદીજ જોવામાં આવી નહોતી. તે એક તરફ મણિલાલ વકીલની પત્ની સાથે ધીરે અવાજે વાતચિત કરતી અને બીજી તરફ તેની માતુશ્રીને માતૃભાવે "મા, અહો મા" એમ હાંક મારતી

હતી. પુરૂષોત્તમ વગેરે કોઇ નહીં તો કોઇ, તેની પાસે સદાકાળ બેઠેલું હોવાથી ચાકરનોકર પાસે નહીં આવતાં દરવાજામાં બારણાની આડાં ઉભા રહી આડી નજરે **રાધાગવરી**-ની દીનમુદ્રા નિહાળી આંખોથી ટપકટપક આંસુ ગાળતાં!! **રાધાગવરી**ની દૃષ્ટિ કદાચિત્ તેઓ તરફ જતી તો તુરત તેઓને પોતાની પાસે બોલાવીને કહેતી કે,–"ભાઇઓ, બાપુ કાં રડો છો! છાના રહો. પરમેશ્વરની કૃપા હશે તો હું જલદીથી સારી થઇશ." તે આજારી થઈ ત્યારથી બિચારા પ્રેમાચાકરના! પગના તળિયાં સ્થિર ઠર્યાંજ નહીં. તે બાપડો વખતે જમવાપરથી અને વખતે ભર ઉંઘમાંથી પણ ઉઠીને તુરત ડાકતરને બોલાવવા જતો, વખતે અંધારી મધ્યાન્હ રાત્રે ઔષધ લાવવા દોડી નિકળતો, અને વખતે બરફ લાવવા હડી કહાડતો હતો. સારાંશ બાહારનું તમામ કામ એ બાપડો ઉભે પગે કરતો હતો. રાધાગવરીના ઓરડામાં જવાની તેની હિમ્મતજ ચાલતી નહોતી. કમળા ગુજરી ગઇ ત્યારથીજ શોક ચિંતાને લીધે તે એટલો તો ક્ષિણ થતો ચાલ્યો કે તેનું શરીર હવે અર્ધું સુદ્ધાં રહ્યું નહીં. તેના હાથમાં એક સોનાનો બાજુબંધ હતો તે પણ તેણે પેહેરવો તજી દીધો. કમળાને લઇને પુર્વે જે કોચપર તે આખો દહાડો બેસી રહેતો, તે કોચપર તેણે પુનઃ પગ પણ મુકયો નહી. એકંદર કહેવાનો તાત્પર્ય એટલોજ કે કમળી મરણ પામી ત્યારથી તે પ્રેમનું પુતળું–નેકનિષ્ઠાવાળો, નિમકહલાલ–પ્રેમો સદા ઉદાસ રહેતો હતો. **રાધાગવરી** આજારી થઇ પડયા પછી તો પોતે કવચિતજ તેની દૃષ્ટિએ પડતો હતો; પરંતુ **રાધા**-ગવરી જ્યારે એકલી હોય ત્યારે તેને પોતાની પાસે બોલાવીને,–"પ્રેમા, બાપુ બરોબર જમ્યો કે? રાત્રે તને બરોબર ઉંઘ આવી હતી કે?" એમ ઘણીવાર મમતાથી

પુછતી હતી અને એ સાંભળી પ્રેમો ગળગળો થઇ આંખોમાં થી ટપાટપ ઉષ્ણ આંસુડાં ગાળતો હતો.

જગદીશ્વર કૃપાથી એ મુજબ છ સાત મહિના કર્મભોગ ભોગવ્યા બાદ રાધાગવરીને થોડું થોડું સારૂં થવા લાગ્યું; પરંતુ એટલા વખતમાં પુરૂષોતમની શરીર પ્રકૃતિમાં તથા તેની સંપત્તિ અને ધંધારોજગારમાં મહા હાણી પહોંચી. તેણે પૈસો પૈસો કરીને સાચવી રાખેલું દ્રવ્ય ઘણુંખરૂં ખર્ચાઇ ચુકયું. સારા સારા અસીલો પણ હાથથી જતા રહ્યા—અર્થાત સર્વ કામકાજની કેવળ ધુળધાણી થઇ ગઇ. તેમ છતાં રાધાગવરીને આરામ થયેલો જાણી તેણે થયેલાં તમામ નુકસાનની મુદ્દલ દરકાર કરી નહીં.

---

## પ્રકરણ સતરમું.

રાધાગવરી થોડી હરતી ફરતી થયા બાદ તેને થોડા દહાડા હવાફેર કરવા સારૂ કોઇ જગોએ લઇ જવી એવો ડાકતરનો અભિપ્રાય પડયો. રાધાગવરીના મનમાં હવે પોતાને માટે વધારે ખર્ચ ન થાય તેમ કરવાનું હતું. પરંતુ પુરૂષોત્તમ તેનું સાંભળે શા માટે? રાધાવરીને જેનાથી સુખ મળે અને સમાધાન થાય તેવા ઉપાયો અજમાવવાને પોતાની પાસે હોય કે નહોય, તથાપિ ગમે તે ખર્ચ કરવું પડે તોપણ બેહેતર છે, એવો તેણે નિશ્ચય કર્યો હતો; તેથી રાધાગવરીનું કશું નહીં સાંભળતાં, તેને હવા બદલાવવા માટે પુણે લઇ જવાની પુરૂષોત્તમે તૈયારી કરી. બે હજાર રૂપિઆનો સરકારી પ્રામિશરી કાગળ (નોટ)—એવડીજ માત્ર આ વખતે તેની પાસે મિલ્કત હતી. તે પણ તેણે પુણે જવા માટે એક દલાલની મારફતે વટાવી લીધી, અને મુંબઇમાં જેનું કંઇ દેવું હતું તેનું તે, જવાની અગાઉ પતાવી ચુકતું કરી આપ્યું. ઘરનાં બીજાં સ્ત્રી બાળકોને

નવસારી મોકલી આપવાનો વિચાર કર્યો; ભાડાથી ઘર લીધું હતું તે તજી દીધું અને ઘરમાંનો ભારે-કિમ્મતી સામાન એક મિત્રને ત્યાં મુકી જવાની તજવીજ કરી.

આજે બે વાગ્યાની મેલટ્રેનમાં તેઓ પુણે જવાને નિકળવાના હતાં માટે રાધાગવરીનાં માબાપ તેને મળી ગયાં. આગલે દિવસે જે કંઈ પરચુરણ સામન હતો તે તમામ માલની ગાડીમાં પુણે મોકલાવ્યો અને સાથે લેવા જોગ જરૂરનો સામન માત્ર રહેવા દીધો હતો. મળકાંથીજ ચાકર લોકો સામાન વગેરે બાંધવા મુકવાની વ્યવસ્થા કરવામાં લાગી ગયા. દયારામ અને મોહનલાલ બજારમાં કેટલોક કિરકોળ સામાન ખરીદી લાવવા ગયા. પ્રથમ મોહનલાલના અને ગોદાવરીના પુનર્લગ્ન કરી આપી પછીથી પુણે જવું એવો રાધાગવરીનો વિચાર હતો અને તે પુરૂષોત્તમને પણ પસંદ પડયો હતો, પરંતુ રાધાગવરીને બરોબર આરામ થયાં પેહેલા લગ્નની ઉતાવળ કરવી એ ગોદાવરીને યોગ્ય લાગ્યું નહી. તેથી એ વિચાર હાલ તુરત માંડી વળાયો. આજે ગોદાવરીને મોહનલાલ પાસેથી રજા માંગવાનો અવસર આવ્યો. ચાકર નોકરોને રાધાગવરીની સાથે પુણે જવાની ઘણી ઇચ્છા હતી, અને તેનું મન પણ તેને છોડી જવાને ઘણું કચવાતું હતું પણ બાપડી કરે શું? આવી સ્થિતિમાં એટલાં બધાં માણસોને બહોળો ખર્ચ કરી સાથે લઇ જવાનું તેને યોગ્ય દીસ્યું નહીં. જમી રહ્યા બાદ પુરૂષોત્તમ કોર્ટમાં ગયો અને ત્યાં પોતાનું બાકી રહેલું કામકાજ પોતાના મિત્ર-મણિલાલ વકીલને સોંપી તુરત તે પાછો ઘેર આવ્યો. અહીં રાધાગવરીએ ઘરસંસારને લગતી પુષ્કળ વસ્તુઓ આડોસી પાડોસીને વહેંચી આપી. મણિલાલ વકીલની પત્નિને ખાંડણી તથા છીપર ઉપવટણો આપ્યો; રામાઘાટીને પથારી નિચે

પાથરવા એક રૂપાળી ધાબળી આપી; ભટને રસોડાનો કે-ટલોક સામાન અને તેને લગતાં કેટલાંક વાસણો આપ્યાં; કોઇને બરણી તો કોઇને ચિનાઇ શિરોઇ, કોઇને અથાણું ભરવાનો ઝીલો તો કોઇને દીલ્લીશાઇ પરાઇ આપી; એમ સઘળી નાની મોટી કિરકોળ વસ્તુઓ સર્વ કોઇને વહેંચી આ-પી; વધારે તો શું કહેવું, પણ પડોશમાં રહેનારા જે લો-કો ઘણાં ગરીબ હતાં તેઓને ઘેર સિલક રહેલા દાણાદુણા પણ આપી દીધા.

એટલામાં ઘેરમાંથી નિકળવાનો વખત ભરાઇ ચુક્યો. થોડી વારમાં ચાકર નોકર અને આડોસીપાડોસી વગરે સ્નેહીમંડળથી ઘેર ભરપુર થઇ રહ્યું. સર્વના ચેહેરા ઉતરી જઇ તેઓ સર્વ ઓશિયાળાં સરખાં બની ગયાં. “આજ આપણા સાથમાંથી લક્ષ્મીજ ચાલી નિકળી” એમ પરસ્પ-ર એકઠી થયેલી સ્ત્રીઓ વાતો કરવા લાગી. રાધાગવરી રસોઇયા ભટને, અને રામા ઘાટીને બોલાવી પૈસાની પેટી ઉઘાડી તેઓનો પગાર ચુકતો કરી આપવા લાગી. પણ તે લેવાને તેઓના હાથે કહ્યું કર્યું નહીં–તેઓનું દીલ દુભાયું અને તેઓ આંખમાં આંસુ લાવીને હીબકાં ભરી રડવા લાગ્યા. રાધાગવરી પણ ત્યારે ગળગળી થ-ઇ ગઇ; તેણે તેઓના પગાર ઉપરાંત દરેકને અકેક મહિ-નાનો પગાર બક્ષીસ દાખલ અત્યાગ્રહથી આપ્યો; અત્યારે રાધાગવરીને ઘેર એકઠાં થયેલાં માણસોમાંથી જેની આં-ખમાંથી એક પણ આંસુ ઝર્યું નહીં હોય, એવું એક પણ મનુષ્ય ત્યાં નહોતું. મણિલાલ વકીલની પત્ની તો રાધાગવરી-નો હાથ ધરીને ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગી. રાધાગવરી એ પોતાનો એક હાથ તેના ગળામાં વિંટાળી બીજા હાથે તેનાં આંસુઓ પોતાના પાલવથી લુછ્યાં અને ત્યારે તો તે અધિકજ રડવા લાગી. ઠીકજ છે. કોઇને પણ અત્યંત સ્નેહ

થયો એટલે અંતે તેમજ થવાનું! શાધાગવરીનો અને મણિલાલની પત્નિનો એકજ જીવ થઇ રહ્યો હતો. સાસુ કીંવા ધણી કદી ગુસ્સે થયાં હોય તો તે બાપડી શાધાગવરીને પોતાનું દુઃખ કહી સંભળાવી રડવા માંડતી ; અને શાધા તેને બે ચાર ઉપદેષની વાત કહીને તેના મનનું યથાયોગ્ય સમાધાન ને સાંત્વન કરતી હતી. કદી કદી જ્યારે ફુરસદની વખતે તે શાધાગવરી પાસે આવતી ત્યારે તેને તે લખતાં વાંચતાં કીંવા ભરત ચિત્ર ભરતાં શિખવતી; કદી ઘેરમાં ખમણઢોકળાં કે એવું બીજું કંઇ નવિન ખાવાનું કર્યું હોય, તો તે તેને પ્રીતિથી પોતાની જોડે ભોજન કરવા બેસાડતી; તેનો ચોટલો ગુંથીને રૂપાળો અંબોડો વાળતી; સારાંશ શાધાગવરી પણ તેનાપર વિશેષ મમતા રાખતી હતી. વાછરડાંને ગાય જેમ છોડી જાય અને પછી તેણે જેમ અહીં તહીં નિહાળીને ભાંભરતાં રહેવું, તે પ્રમાણેજ શાધાગવરી આમ જવા નિકળવાથી મણિલાલની પત્નિ બાપડી દીનમુદ્રા કરીને રડવા લાગી. તેનું દુઃખ નિહાળી શાધાગવરી તેને છાની રાખવાનો પ્રયત્ન કરવા લાગી. તેને છાતી સરસી ચાંપીને કહ્યું,–"બેહેન રડ નહીં, હું કાંઈ ત્યાંજ ઘણા દહાડા રહેવાની નથી. જરા આરામ થયો કે તુરત હું પાછી આવીશ." મણિલાલ વકીલની માતુશ્રીને પણ શાધાગવરીના જવાથી બહુ માઠું લાગ્યું. તેણે "બેટા તારૂં પરમેશ્વર કલ્યાણ કરો અને તું જલદીથી સારી થઇ અમારે માટે સુજશનો ભાગ લેતી આવ એમ હું ઇચ્છું છું. એ પરમુલક છે માટે ત્યાં પથ્થપાણીની બરોબર કાળજી રાખી શરીરનું જતન કરતી રહેજે." એમ બોલી આશિર્વાદ આપ્યો અને નેત્ર રસ્તે આંસુ નિંગાળ્યાં.

એટલામાં સ્ટેશનપર જવા માટે ગાડી દરવાજામાં આવી પહોંચી, અને જવાને તૈયારી થવા લાગી. મળવા

આવેલું સ્નેહીમંડળ પણ એક પછી એક નિચે ઉતરવા લાગ્યું. પુરૂષોત્તમ ખીસામાંથી ઘડીયાળ કહાડી વખત તપાસી ઉતાવળ કરવા લાગ્યો. સામાનસુમાન જલદીથી ગાડીમાં ભરવાની ચાકરોએ શરૂઆત કરી; પેટીઓ, બિછાના, પાકીટ આદિ સર્વ સામાન, શિગ્રામની અંદર બેસવાના બાંકની નીચે, અને છતરપર—એમ જ્યાં ત્યાં થોડો થોડો મુકી દીધો, રાધાગવરીએ પ્રત્યેકોના હાથ પકડીને તેઓની રજા માગી. પોતાને ઘેર નિત્ય આવનારી બાઇઓની પીઠપર હાથ ફેરવી "બેહેનો હું હવે જાઉંછું; બોલ્યું ચાલ્યું માફ કરશો હો!" એમ બોલી રજા લીધી. કુટુંબ, સ્નેહી અને પાડોશનાં બાળકો પૈકી કોઈને પ્રેમથી ચુંબન લીધું, કોઈની મમતાથી હડપચી હલાવી, કોઇનો માયાપૂર્વક પોચે હાથે હળુજ ગાલ ખેંચ્યો, અને કોઈને છાતી સરસું ચાંપી બોલાવી રમાડયું; એ પ્રમાણે એકઠાં થયેલાં નાનાં મોટાં તમામ માણસોની રજા લીધી. મણિલાલની માતુશ્રીના ચર્ણે હાથ અરાડી મોટા આદરથી તે તેને પગે લાગી, અને મણિલાલની પત્નિને પુનઃ આલિંગન આપી તેની રજા માગી છેવટનાં પ્રેમાશ્રુ ગાળ્યાં. ભટને પોતે પાછી આવતાં સુધી દયારામને રસોઇ કરી આપી તેનીજ પાસે રહેવાનું ફરમાવ્યું. રાધાગવરી સર્વેને હળીમળી તથા ભળભળામણ આપી રહ્યા બાદ પુણે જનાર માણસો ગાડીમાં બેઠાં. ગાડીવાને ચાબુક ઉંચો કર્યો કે તુરત ગાડી જપાટાબંધ ચાલવા લાગી. એકઠું થયેલું મંડળ ગાડી તરફ અને ગાડીમાંનાં માણસો તેઓના તરફ એકદૃષ્ટિએ જોવા લાગ્યાં. થોડીજવારમાં ગાડી અદૃશ્ય થઇ અને પછી એકઠું થયેલું મંડળ નિશ્વાસ નાંખતું પોતપોતાને ઘેર ગયું.

---

## પ્રકરણ અઢારમું.

હાયહાય! કરમાઇ ગયેલું ફુલ જેમ ફરી પ્રફુલ્લિત થઈ શકતું નથી, તેમ મનુષ્યમાં પ્રારબ્ધ કીંવા મતિનો એકવાર બિગાડ થયો એટલે તે પુનઃ થારાપર આવતું નથી. સંસાર કેવળ અસહ્ય દુઃખ અને નાનાપ્રકારનાં સંકટથી ભરેલો છે-પછી સંસારમાં જોઇએ તો કોઇ લબાડ હોય, અધમ હોય, ચંડાળ હોય કીંવા કોઇ મોટું ધાર્મિક હોય પરંતુ તેઓનુ દુઃખ જોઇ હરકોઇ ડાહ્યા માણસનું હૃદય કેવળ દયાથી પિગળી ગયા વિના રહેતું નથી. તેઓની ચક્ષુમાંથી ચાલી નિકળતાં ચોધારાં આંસુઓ નિહાળી સમજુ માણસની આંખો પાણીથી ભરાઇ જાય છે. વધારે તો શું પણ કોઇ મનનો ઉદાર હોય તો તેને લાગે કે, તેઓનું સર્વ દુઃખ બેલાશક આપણાપર આવી પડો અને એ દુઃખથી ટળવળતાં-માણસો ગમે તે પ્રકારે સુખી થાઓ. તથાપિ બ્રહ્માંડનાયકની યોજના કેવી વિચિત્ર છે તે જુઓ! કોઇ વખત મોટા ધર્મપરાયણ માણસને પણ મહાસંકટો સોસવાં પડે છે અને એવા બનાવો ઘણીવાર આપણા જોવામાં આવે છે. પરંતુ ખુબી તો એજ છે કે તેઓની ધર્મપરાયણતાનું તેજ જરાપણ ઝાંખુ નહીં થતાં ઉલટું તે વધારે પ્રકાશી નિકળે છે. આપણા પુરૂષોતમને તથા રાધાગવરીને આટલાં સંકટો ભોગવવા પડશે એવો ભાવ પૂર્વે કોઇના મનમાં જરાપણ આવ્યો હતો શું?

પુણે જઇ રહ્યાને તેઓને એક વર્ષ થવા આવ્યું. આ સ્થળે પણ રાધાગવરીએ પોતાના ઘરસંસારની યથાર્થ વ્યવસ્થા કરી. તેણે પ્રેમાચાકરની સહાયતાથી પોતાના ઘેરના ચોકમાં સુંદર ફુલઝાડો રોપી એક નાનકડો પણ સુશોભિત બગીચો બનાવી દીધો. સાંજસવારે રાધાગવરી તથા ગોદાવરી મળીને પોતાને હાથે પ્રત્યેક ફુલઝાડોને પાણી

છીપતાં હતાં. જેનો જન્મથીજ પરોપકારી સ્વભાવ હોય છે તેઓને રાનમાંના પશુ પક્ષીઓ પણ અનુકુળ હોય છે, તો પછી માણુસો અનુકુળ હોય તેમાં આશ્ચર્ય શું? તેના ઘેરની આસપાસ રહેનારા કણબી, મરાઠા વગેરે શુદ્ર જાતના લોકોની સ્ત્રીઓ મિત્રત્વથી રાધાગવરીની પાસે અહોરાત્ર બેસી રહેતી હતી. કોઇવાર સારો ભાજીપાલો કીંવા ફળફુલ આદિ પોતાના બાગમાં થયાં હોય તો તે તેઓ પ્રીતિથી રાધાગવરીને લાવી આપતી, કીંવા કોઇવાર કાંઇ અવઘડવાળો બનાવ બન્યો હોય તો તેઓ તુરત તેની પાસે આવીને સર્વે હકીકત નિવેદન કરતી, અને તે બાબતમાં તેની સલાહ લેતી; બાળકને કંઇ થઇ આવ્યું હોય તો તેની પાસે આવીને ઓસડવેસડ પુછી જતી; ધણી કીંવા ઘેરનાં બીજાં વડીલ માણસો પૈકી કોઈ ગુસ્સે થયું હોય તો તુરત તેની પાસે પોતાનું દુઃખ કહી સંભળાવી રડી પડતી, અને રાધાગવરી પણ ચાર મિઠા શબ્દો બોલી તેઓના મનનું વખતોવખત સમાધાન કરતી હતી, એટલુંજ નહીં પણ અડચણુની વેળાએ તેઓને મદદ કરવાને સદા કાળજી રાખતી હતી. વખતે તેઓનો કંઇ દોષ જોવામાં આવે તો શિક્ષણરૂપ ચાર શબ્દો કહી તેઓની ભુલ સુધારવાને કહેતી હતી; વખતે તેઓમાં પરસ્વર વાદવિવાદ કીંવા ટંટો થયો હોય તો પોતે વચમાં પડીને તેનો નિકાલ કરતી હતી; વખતે કોઇ આજારી થયું હોય તો ભલે તેઓ કેવળ કંગાળ હોઇને નાનકડા ઝુંપડામાં નિવાસ કરતાં હોય, તોપણુ તેઓના કુશળ સમાચાર પુછવાને રાધાગવરી જાતે તેઓને ત્યાં જતી, અને વખતે પડોશના કેટલાંક બાળકોને પોતાની પાસે બોલાવી તેઓને વિવિધ પ્રકારે રમત ગમતથી આનંદ ઉપજાવતી હતી.

પુરૂષોત્તમ પુણે આવ્યા બાદ ત્યાંના પ્રતિષ્ઠિત બ્રાહ્મ-

ણુ વગેરે લોકો સાથે તેની ઓળખાણ થઈ અને તેઓ પૈકી કેટલાક સાથે તો સારો સ્નેહ પણ થયો. આથી પુરૂષોત્તમ તેઓને હરકોઇ પ્રસંગે ઉપયોગી થવાને તત્પર રહેતો અને તેઓ પણ પુરૂષોતમને ઘેર આવીને રાધાગવરીની કુશળતા પુછતા હતા. પુરૂષોત્તમને પુણે આવ્યાને આજ બહુ મહિના થઇ ગયા અને એટલા વખતમાં તેને એક ફુટી બદામની પણ પ્રાપ્તી થઈ નહોતી. પરંતુ તેના ખર્ચનો તો પારજ નહોનો, તેથી તેના મનમાં એક પ્રકારની ચિંતા ઉત્પન્ન થઇ. પણ રાધાગવરીની પ્રકૃત્તિ દિવસોદિવસ સુધરતી જવાથી એ ચિંતા તેને કોઇ પણ રીતે દુઃખદાયક નહોતી.

મુંબઈ આવ્યા પછી ચાર પાંચ વરસ થયાં જે ગોદાવરીએ બિલકુલ ચુલો ફુંક્યો નહોતો, અને જે પોતાનો સઘળો વખત ધ્યાનો અને હારમોનિયમ વગાડવામાં કીંવા વાંચવા લખવામાં ગુજારતી હતી, તેજ ગોદાવરી હવે ભાઈ ભોજાઈને સાંજસવાર મોટી મમતાથી રસોઇ કરી જમાડવા લાગી. ગોદાવરીને નિત્યનિત્ય રસોઇ કરતી નિહાળી રાધાગવરીના મનમાં બહુ માઠું લાગતું હતું તેથી કદી કદી તે વેહેલી ઉઠીને રસોડામાં જતી અને સંજવારી કહાડવા કીંવા સાફસુફ કરવા માંડતી. પણ એટલામાં ગોદાવરી આવીને આગ્રહપૂર્વક તેના હાથમાંથી હરકોઇ કામ પોતે લઇ લેતી. એટલે છેલે રાધાગવરી નિરૂપાય બનીને હાથમાંનું કામ પડતું મુકી ચોખા વીણવાનું કીંવા શાક સમારવાનું વગેરે નાનુંસુનુ-ઉપરટપકાનું કામ કરીને નણુદને મદદ કરતી, એટલુંજ નહીં પણ ગોદાવરી જ્યારે રસોઇ કરતી હોય ત્યારે નિરનિરાળા વિષયોપર સંભાષણ કરી તેના શ્રમનો પરિહાર કરતી હતી.

એકાર્થે તેઓના દિવસો એ પ્રમાણે મહા આનંદમાં

જવા લાગ્યા, પરંતુ આ આનંદ તેઓના નસિબમાં વધારે દિવસ ભોગવવો સરજેલો નહોતો. આ વર્ષમાં શિયાળાની ઠંડી મોસમનો હજુ આરંભ થયો નહીં, એટલામાં પુરૂષોત્તમને મોટી ઉધરસ થઇ આવી અને તેનાં ચિન્હો કંઇ સારાં દેખાતાં નહોતાં. તેણે પ્રથમ ઉધરસ તરફ વધારે લક્ષ નહીં આપતાં એકાદ બે ઘરગતુ ઔષધો અજમાવી જોયાં પરંતુ તેનાથી કશો ફાયદો થયો નહીં. રહેતે રહેતે છાતી-માં દુખારો થઇ આવવાથી તેના મનમાં થોડો સંશય આવ્યો અને પછી એક હોશિયાર ડાકતર પાસે જઈ પુરૂષોત્તમે પોતાની પરિક્ષા કરાવી. ડાકતરે તેને ક્ષયરોગની ભાવના થઇ આવી છે એમ કહ્યું, અને તે સાંભળતાંવાર એ બાપડાના હાંજા ગડગડી ગયાં—તેનું ધૈર્ય લથડી ગયું. એક તો રાધાગવરી આજારી હોવાથી તેને એવી ભયંકર હકીકત જણાવવાને તેની છાતી કબુલ કરતી નહોતી, અને તેમજ તેનાથી એ હકીકત છુપાવવી પણ તેને યોગ્ય લાગતી નહોતી. છેલે પુરૂષોત્તમને શરીરમાં થોડો થોડો હાડજ્વર આવવા લાગ્યો. અને ત્યારે તો એ હકીકત રાધાગવરીથી ગુપ્ત રાખવાનું તેને યોગ્ય ભાસ્યું નહીં. એ દુઃખદાયક હકીકત સાંભળવાને બદલે એ પવિત્ર રાધાના હૃદયમાં તિવ્રબાણ વાગ્યું હોત તો તેનું તેને વધારે દુઃખ ઉપજત નહીં. એ મહા ધૈર્યવાન સ્ત્રી હતી. તેના કાનપર ક્ષયરોગની વાત આવતાંવાર તે દિન. ઔષધપાણીની તજવીજ કરવા લાગી. ડાકતરોએ તેને તે જગ્યા તજીને લોણાવળ ગામમાં જઇ રહેવાને કહ્યું અને રાધાગવરી ત્યાં જવાની તજવીજ કરવા લાગી. આ વખતે એકલા પ્રેમાચાકરની તેને મ-દદ હતી. પુરૂષોત્તમ તો દિવસે દિવસે અશક્ત થઇ કેવળ નખોતો જતો હતો. આ વખતે રાધાગવરીએ તેને કોઇપણ બાબતમાં બિલકુલ શ્રમ પાડવા દીધો નહીં.

તેણે પ્રેમાચાકરની મદદથી તથા પત્રદ્વારાએ લોણાવળમાં જઈ રહેવાની યોગ્ય વ્યવસ્થા કરી. પુણામાંનો કેટલોક સામાન વેચી નાંખ્યો, કેટલોક પુરૂષોત્તમના સ્નેહીઓને ત્યાં અનામત મુકયો અને પછી પુરૂષોત્તમને લઈ તે લોણાવળમાં જઈ પહોંચી.

લોણાવળમાં આવ્યા પછી પ્રથમ કેટલાક દહાડ-પુરૂષોત્તમની પ્રકૃત્તિ સુધરતી જતી હોય એમ જણાયું, પરંતુ એ પ્રકૃત્તિ સુધારણાનું પગલું કાયમનું નહોતું. તેની પ્રકૃત્તિ લથડીને વારંમવાર ફરતી હતી અને તેથી તે દિવસે દિવસે વધારે ક્ષીણ થતો ચાલ્યો. ક્ષુધાનો સમુળગો નાશ થયો અને શરીર કેવળ અશકત થઈ ગયું. રાધાગવરીએ હોશિયાર હોશિયાર ડાકટરોને ઉપરાઉપર બોલાવી મંગાવી ઔષધોપચાર નિયમિત રીતે ચલાવ્યા, રોગને અનુસરીને ડાકતરોના કેહેવા મુજબ સારો સારો કીમતી ખોરાક મંગાવ્યો તેથી પાસેનું સઘળું નાણું ખર્ચાઈ ગયું, અને લોકો પાસેથી કરજાઉ પૈસા કઢાવવાનો વખત આવ્યો. મોહનલાહને, નાનાદિયર દયારામને, તથા પોતાના પિતાને અને ભાઈને થોડા ઘણા પૈસા મોકલવાને રાધાગવરી કાગળો લખતી હતી, પરંતુ પ્રારબ્ધની ગતિ કેવી વિચિત્ર હોય છે તે જુઓ! આવા પૂર્ણ સંકટને સમયે તેના પિતાની નોકરી કાં ન જવી જોઈયે? એકવાર તેણે પચાસ રૂપિઆ મોકલાવ્યા હતા પરંતુ પાછળથી ચાકરી જવાને લીધે તેને સાંકડો હાથ કરવાની-જરૂર પડી. દયારામે તથા મોહનલાલે કોલેજ તજીને મુંબઈ-માં નાનું દવાખાનું કહાડયું અને તેમાં તેઓને કાંઈ વિશેષ પ્રપ્તિ થતી નહોતી, તથાપિ તેઓ જેમ તેમ કરી મહા મુસીબતે પણ વારંવાર રાધાગવરીને શક્તિ મુજબ પૈસ મોકલાવ્યે જતા હતા, તથાપિ એ બાપડાઓથી એવડો મોટો ખર્ચ શીરીતે ચલાવી શકાય? પુરૂષોત્તમના ઘણા

સ્નેહી મિત્રો મુંબઇમાં હતા અને તેઓ પુરૂષોત્ત-મના સંકટથી અજાણ્યા ન હોતા, પરંતુ આ વેળાએ તેઓ સર્વ કંજુસ બનીને સાંકડો હાથ કરી બેઠા એ સખેદાશ્ચર્યની વાત નથી શું! મોહનલાલ વખતોવખત તેઓ પ્રત્યેકને ઘેર પુરૂષોત્તમને માટે મદદ માગવા જતો હતો પરંતુ તેઓ પૈકી કોઇએ ફુટી બદામની ગરજ સારી નહી. અહીંયાં રાધાગવરીના અંગપર કેટલાક પોતાના પિયરના તથા કેટલાક ઘેર કરાવેલા દાગીના હતા, તેમાંથી કોઇના જાણવામાં ન આવે તેમ એકેક દાગીનો પ્રેમા ચાકરની મારફતે વેચીને તે ઘેર ખરચ ચલાવવા લાગી. પુરૂષોત્તમ એના સંબંધમાં કોઇ કોઇ વાર વાત કાઢતો તો તે તેને મમતાથી કહેતી કે "આપને તેની શામાટે કાળજી રાખવી જોઇયે? પ્રભુ કૃપાથી આપ એકવાર સાજા થાઓ એટલે સર્વ કાંઇ રૂડાંવાના થઇ રહેશે." જે સતિ—પતિવ્રતા છે તે આવે પ્રસંગે સર્વ સંકટનો બોજો પોતે એકલીજ પોતાના મસ્તક પર ઉપાડી લે છે. તે કદાપિ બીજાની રાહ જોતી નથી. રાધાગવરીના પંચપ્રાણ દુઃખથી કેવળ વ્યાકુળ થઇ ગયા હતાં પરંતુ એ દુઃખ તેણે પોતાના પતિને જાણવા દીધું નહીં. પતિનું દુઃખદેખી જયારે તે ગળગળી થતી ત્યારે તે એકાંતમાં જઇ અશ્રુપાત કરી રડતી હતી. જો કે પુરૂષોત્તમને ઉપર ઉપરથી એમ લાગતું કે રાધાગવરી સદા આનંદમાંજ છે, પરંતુ તેને દિનપ્રતિદિન કેવળ ક્ષિણ અને નિસ્તેજ થતી જોઇ, તે બાપડો બહુ કષ્ટ પામતો હતો.

---

## પ્રકરણ ઓગણીશમું.

વાંચનારને હવે વધારે વખત ઉત્કંઠિત અને વિચારમાં રાખવા કરતાં આ હૃદયભેદક પ્રકરણ થોડામાંજ કહી સંભળાવી જલદીથી પુર્ણ કરવું વધારે સારૂં છે.

જેમ સ્વાદિષ્ટ અને રૂચતો પદાર્થ ખાવાનો હોય તો તે લોકો સ્વસ્થપણે નિરાંતે બેસીને ખાય છે, અને જો કડવું ઔષધ લેવાનું હોય તો તે એકદમ ગટોગટ આંખો મીંચીને ગળે ઉતારી જાય છે; તદ્દત્ આપણી રાધાગવરીના સૌભાગ્યનો સુખચંદ્રમા હવે અસ્ત થવા માંડયો છે અને હવે તે અદૃશ્ય થવાની કેવળ અણીપર આવી રહ્યો છે; એ કાંઇ આપણી વાંચનારી બેનોથી અત્યાર સુધી અજાણ્યું રહ્યું નહીં હોય.

લોણાવળમાં આવ્યા પછી રાધાગવરીના દુઃખનો પાર રહ્યો નહીં. આવે પ્રસંગે તે પોતાનું ઘરેણુંગાંઠું વેચીને ઘેરનું ગુજરાન ચલાવતી હતી. આ સર્વ અસહ્ય અડચણોનો બોજો રાધાગવરી પોતાના માથાપર ઉચકીને સ્વામિની સેવાચાકરી કરવા લાગી. આ વખતે માત્ર એકલો પ્રેમો ચાકર તેના કહ્યા પ્રમાણે દોડાદોડ કરનારો હતો. ગોદાવરી બાપડી વૈધવ્ય દુઃખથી બળીઝળી રહેલી હોવાથી તેને વિકટ સંસારની સંતાપજનક હકીકત કહી સંભળાવી વધારે ફિકરમાં પાડવી એ રાધાગવરીને ઠીક લાગ્યું નહીં, અને તેથી તેણે ચરિતાર્થ ચલાવવા સંબંધી કંઇ પણ તેને જાણવા આપ્યું નહીં. રાધાગવરીનો પ્રેમોચાકર એક સજ્જન માણસ હતો. લોણાવળમાં આવ્યાને આજે ત્રણ ચાર મહિના થવા આવ્યા પરંતુ એટલા વખતમાં તેણે રાધાગવરી પાસે પોતાના પગારમાંથી એક પૈઈ સુદ્ધાં માગી નહીં; વધારે તો શું, પણ કોઇ વખત એકાદી વસ્તુની જરૂર છતાં જો તે ખરીદવાને રાધાગવરીને પૈસાની અડચણ હોય તો તે હરકોઇ પ્રકારે ગમે તેમ કરી તુરત મેળવી શકતો હતો. કદાચ રાધાગવરી તેના સંબંધમાં કંઇ પુછતી તો તે લાગલોજ તેને કહેતો કે,–"રાધાબા, હું જોઇયે ત્યાંથી લાવ્યો, તે માટે આપને

શા માટે કાળજી રાખવી જોઇએ? આપ સ્વસ્થ રહો." પ્રેમો ગમે ત્યારે ગમે તેવી વસ્તુ શી રીતે ઉપજાવી કહાડતો હશે, એ સમજી લેવા માટે રાધાગવરી એક દહાડો ઉંડો વિચાર કરી તેના તરફ જોવા લાગી, તો તેને જણાઈ આવ્યું કે આપણે કેટલાક દહાડાપર તેને જે બાજુબંધ તથા એક સોનાનો વેઢ કરાવી આપ્યો હતો તે અત્યારે તેની પાસે માલુમ પડતો નથી. માટે ખચીતજ તે બંને તેણે વેચી નાંખ્યા હશે અને તેના ઉપજેલા પૈસામાંથી જોઈએ તે વસ્તુઓ વેચાતી લાવતો હશે. એમ સમજી રાધાગવરીની આંખો આંસુથી ભરાઇ આવી પણ તે તેણે પ્રેમાની દૃષ્ટિએ પડવા દીધી નહીં.

લોણાવળમાં આવ્યા બાદ ત્યાં એક મિશનરી સાહેબની મેડમ સાથે રાધાગવરીને તથા ગોદાવરીને ઓળખાણ થઈ હતી. મેડમસાહેબ, રાધાગવરી તથા ગોદાવરીનાં સદ્ગુણ નિહાળી તેઓનાપર મોહિત થઇ હતી. પોતાનો સ્વાર્થ સાધવા માટે કેટલાક મિશનરીઓ અને તેમની સ્ત્રીઓ જેવી કાબેલ અને કાવાબાજ હોય છે તેવી તે નહોતી. તે મહા ઉદાર અને મોકળા મનની હતી. જોકે રાધાગવરીએ પોતાના સંકટની વાત તેને મુદલ જણાવી નહોતી- તથાપિ તે દીર્ઘદૃષ્ટિ પહોંચાડવાવાળી સુજ્ઞ ને જ્ઞાતા સ્ત્રી પોતાની મેળે સમજી ગઇ કે રાધાગવરી બહુ અડચણમાં છે, અને તેથી ગમે તે પ્રકારે તેને મદદ કરવાનો વિચાર તે પોતાના પતિ સાથે કરવા લાગી. પ્રથમપ્રથમ રાધાગવરીને તથાગોદાવરીને મેડમસાહેબે કેટલીક રૂપાની વસ્તુઓ ભેટ આપી, પરંતુ પોતે ઘણી શ્રીમંત નહીં હોવાથી વારંવાર ભેટ આપી તેને મદદ કરવાનું તેનાથી બની શક્યું નહીં. અને કદાચ મેડમ સાહેબે બારેમાસ તેને ભેટ આપ્યા કરી હોત તો સુજ્ઞ રાધાગવરી પણ તેનો સ્વિકાર કરત નહીં.

ગોદાવરીને લખતાં વાંચતાં તથા ભરતચિત્ર ભરતાં આળેખતાં સારી રીતે આવડે છે, એ મેડમ સાહેબથી અજાણ્યું રહ્યું નહોતું. અને તેથી તેને કોઇ જગોએ ટ્યુશન કીંવા નોકરી ધંધે વળગાડી આપવા માટે એ પરગજુ સ્ત્રીપુરૂષ ખટપટ કરવા લાગ્યાં. તે જગોએ મિશનરી લોકોની એક કન્યાશાળા હતી અને તેની સ્ત્રી શિક્ષક–બાપડી, એ નાના ગામમાં કોઈ નિશાળ સંભાળનાર નહિ મળી આવવાને લીધે, ઘણા વર્ષ થયાં પોતાને ગામ રજા લઇ જઇ શકી નહોતી, પરંતુ ગોદાવરી નામની કોઇ હોશિયાર ને સદ્‌ગુણી બાઇ હવા બદલવા માટે આવેલી હોવાથી આ ઠેકાણે લાંબી મુદત રહેવાની છે, એવું તેના જાણવામાં આવતાંજ તેણે પોતાને ગામ જવા માટે ઉપરી અધિકારી પાસે ત્રણ મહિનાની રજા માગી. અને તેની જગોએ ગોદાવરીની નિમણોક કરવાનો વિચાર ઠર્યો; તે એવી સરતથી કે–ગોદાવરીએ કન્યાશાળામાં જઇ કન્યાઓને હમેશાં ચાર કલાક વાંચતાં લખતાં અને શીવતાં ભરતાં શીખવવું. તેના બદલામાં તેને ત્રીશ રૂપિયાનો પગાર આપવાનું મિશનરી સાહેબની ભલામણથી નક્કી થયું. ગોદાવરી જાતે હિંદુ છતાં કુલીન બ્રાહ્મણની કન્યા, અને વળી તે પોતે કેવળ તરૂણ પડી, તથા આવી સ્કુલ માસ્તરગીરી કરવાનો આપણા લોકોમાં મુદલ પ્રચાર નહોતો, તેથી એ વાતનો રાધાગવરીથી એકાએક સ્વિકાર થઇ શક્યો નહીં. પરંતુ આગળ જતાં જ્યારે નણદ ભોજાઇએ એકત્ર બેસીને વિચાર કર્યો ત્યારે તેઓને લાગ્યું કે બીજાના બારણામાં જઇ ભિક્ષા માગવા કરતાં હાલ તરત આ કામનો સ્વિકાર કરવામાં કશું અપકીર્ત્તિ જેવું નથી. આ વાત જ્યારે પુરૂષોત્તમના જાણવામાં આવી ત્યારે તે બાપડો એક શબ્દ પણ બોલી

શક્યો નહીં, તેનું હૃદય દુ:ખથી કેવળ દાઝી ગયું અને તેણે ડોળા ઢાંકીને અશ્રુપાત કર્યો. ઠીકજ છે. જે ગોદાવરીને તેણે પ્રેમ અને લાડમાં ઉછેરી નાનાથી મોટી કરી, તારૂણ્યમાં કદાચ તેની પ્રકૃતિ બગડશે એમ સમજી જેને રસોડામાં ચુલો ફુંકવા જવા દીધી નહોતી, તેજ ગોદાવરી અરેરે! અત્યારે આપણું ગુજરાન ચલાવવા સારૂ કમર કસીને હરકોઇ ઉદ્યોગ કરવા ચાલી નિકળી છે, એમ સમજી સુજ્ઞ રાધગવરીનું અને ડાહ્યા પુરૂષોત્તનું મન કેમ સ્વસ્થ રહી શકે વારૂ? પરંતુ બીજો કશો ઇલાજ નહીં હોવાથી તેઓ બહુ કષ્ટી થયાં અને તેઓએ પોતાનું દુ:ખ અશ્રુવાટે પ્રગટ કરી બતાવ્યું.

હવે આગળ કરતાં અધિક શ્રમ કરવાનો ગોદાવરીને વખત આવ્યો. તે મળસ્કામાં ઉઠીને સર્વ સાફસુફ કરી, વાસણકુસણ માંજી જલદી જલદી પરવારતી હતી, અને પછી પુરૂષોત્તમને ઔષધ પાણી આપી પોતાને તથા રાધાગવરીને માટે રસોઇ બનાવતી હતી. જમી રહ્યા બાદ દસ સાડાદસ વાગ્યાને સુમારે તે નિશાળમાં જતી અને ત્યાં ત્રણચાર કલાક શિખવીને પાછી પોતાને ઘેર આવતી હતી. ઘેર આવ્યા પછી રાત્રીને માટે રસોઇ કરવાની તૈયારીએ લાગતી, એટલુંજ નહીં પણ રાત્રે વાળુ કર્યા બાદ આવતા દહાડાને માટે નિશાળમાં જે શિખવવાનું હોય, તે મોડી રાત્રસુધી જાગરણ કરીને નિત્ય તપાસવું પડતું હતું. રાધાગવરી પણ હમેશાં એક સરખી પુરૂષોત્તમની સેવાચાકરીમાં લાગેલીજ હતી, તથાપિ ગોદાવરીને વિસામો આપવા માટે કોઇ કોઇવાર તેને પોતાની જગ્યાપર બેસાડી, પોતે રસોઇ કરવા મંડી જતી. અરેરે! પરમેશ્વરનો હેતુ પણ કેવો વિચિત્ર હોય છે તે જુઓ! તેનો આપણ માનવીઓને કશો તાગ સમજવામાં આવતો નથી.

થોડા દહાડા એ પ્રમાણે ગુજરતાંજ સર્વનું ચરિતાર્થ ચલાવનાર–તે ગોદાવરીનેજ દુર્દૈવે ક્ષયરોગની ભાવના થઇ આવી. ક્ષયનો પ્રારંભ થયા બાદ બે ત્રણ દિવસે લાગલાગઠ તેના મ્હોંમાંથી રક્ત પડવા માંડયું. અને હળુહળુ તાવ, ઉધરસે પણ વધારે જોર કર્યું, અને એમ કરતાં પથરીપર ઉઠવા બેસવાની પણ તેનામાં શક્તિ રહી નહીં. વાંચનારી બેહેનો! આ વખતે રાધાગવરીની શી અવસ્થા થઇ હશે તેની કલ્પના તમેજ કરો! હે રાધે! ગુણવંત, સતિ–ખરી પતિવૃતા રાધે! તારી કસોટી કહાડવા માટેજ પરમેશ્વરે તારાપર આટલા દુ:ખનો વરસાદ કેમ વરસાવ્યો નહીં હોય? ગોદાવરી જ્યારે પુરૂષોત્તમની જોડમાં આજારી બની બિછાનાપર મૃતપ્રાય થઇ પડી, ત્યારે રાધાગવરીને જાણે ઘોર અંધારાએ ચારે તરફથી ઘેરી લીધી હોય એમ જણાયું. એવી દુ:ખદાયક સ્થિતિમાં બબ્બે આજારી માણસો સહીત પરદેશમાં રહેવું તેને યોગ્ય લાગ્યું નહીં અને તેથી પોતાના તમામ દાગદાગીના વેચીને પોતાના મરણોન્મુખ પતિને તથા પ્રાણપ્રિય ગોદાવરીને મુંબઈ લઈ જવાનો તેનો વિચાર થવાથી તે સર્વ પ્રકારે તજવીજ કરવા લાગી. અહીં પ્રેમોચાકર અન્નવસ્ત્ર વિના ગમે તેમ કરીને સારા માઠાં દિવસ કહાડતો હતો, અને આ વખતે તે બાપડાની પાસે પણ એક પૈઇ સુદ્ધાં શિલક રહી નહોતી, તથાપિ તેણે પોતાનું એ દુ:ખ શેઠાણીને મુદલ જાણવા આપ્યું નહીં. જયારથી ગોદાવરી બિછાનાપર પડી ત્યારથી પ્રેમો રાધાગવરીની શરીર પ્રકુત્તિનું બહુ કાળજીથી જતન કરવા લાગ્યો. તે તેને હરકોઇ કામમાં મુદલ શ્રમ પડવા દેતોજ નહીં. એક દહાડો રાધાગવરીએ પ્રેમાને પોતાની પાસે બોલાવી આંખમાં આંસુ લાવીને કહ્યું,–" ભાઈ પ્રેમા, તું મને આ વખતે મારા પિતાની

જગોએ છે. વધારે તો શું પણ તું પ્રત્યક્ષ પિતા કરતાં પણ વધારે ઉપયોગી થઇ પડયો છે અને આજ તને હું તે તમામ અંતઃકરણપૂર્વક કહી સંભળાવું છું. ભાઈ હું નસીબની ફુટેલી! ત્યાં ઇલાજ શો? હવે આ બાકી રહેલા દાગીના મારી પાસેથી લે, વેચ, અને જોઇયે તેમ કરીને હરેક પ્રયત્ને અમો સર્વને એકવાર મુંબઈ પહોંચતાં કર એટલે થયું." રાધાગવરીએ આપેલાં અલંકારો પ્રેમાએ પોતાના અંગરખાના છેડામાં લીધા અને તે પણ બાપડો ઓછું આણીને રડવા લાગ્યો.

પ્રેમો દાગીના લઇને ઘેર બાહાર જવા નિકળે છે અને રાધાગવરી-ઘેરમાંના સામાનસુમાનની વ્યવસ્થા કરવા લાગી છે. એવામાં દયારામ અને મોહનલાલ એકાએક બારણામાં આવી ઉભા રહ્યા. તેઓને નિહાળતાંજ રાધાગવરીની સ્થિતિ કેવી વિલક્ષણ—દયાજનક થઈ હશે, તેનો વિચાર વાંચનારી બેહેનોએજ કરી લેવો. જેમ મૃતશરીરમાં ફરી જીવ પરોવાય, તેમ રાધાગવરીના હાથ પગમાં ચૈતન્ય આવ્યું. જેવો દયારામ બારણામાં પગ મુકીને "મોટા ભાઇને કેમ છે?" એમ પુછે છે,તેવીજ રાધાગવરી તેને વળગી પડીને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. મ્હોંમાંથી એક શબ્દ તેનાથી કહાડી શકાયો નહીં, અને એ જોઇને પાસે ઉભેલાં અન્ય માણસો પણ અશ્રુપાત કરવા લાગ્યાં. રાધાગવરી પાલવથી આંખો લુંછતી, લુંછતી જે ઓરડામાં પુરૂષોત્તમ અને ગોદાવરી પથારીપર પડેલાં હતાં તે ઓરડામાં દયારામને તથા મોહનલાલને લઈ ગઇ. તેઓ ઓરડામાં ગયા ત્યારે તેઓને ત્યાં કેવો ને કેટલો હૃદયભેદક પ્રકાર દૃષ્ટિએ પડયો હશે વારૂ! એક તરફ એક ખાટલાપર પુરૂષોત્તમ રૂધિર વિનાના હાડપિંજર સરખો થઇ આંખો મીંચીને સુતેલો હતો-તેનું તે પૂર્વનું સ્વરૂપ

અને શરીરકાંતિ અત્યારે લવલેશ પણ રહી નહોતી. તેથી આ વખતે તે બરોબર રીતે ઓળખી શકાતો નથી. ખાટલાની નિચે ઔષધની અનેક બાટલીઓ પડેલી છે. પેલી તરફ બીજી બાજુએ એક ખાટલાપર પડીને ગોદાવરી પણ મરણોન્મુખ થયેલી દૃષ્ટિએ પડે છે. અરેરે! પણ તે ગોદાવરીજ હશે કે ? એવી રાધાગવરીના કહ્યા વિના તેઓની ખાત્રી થઇ નહીં! તેનું તે મૃદુ અને નાજુક દીવ્ય શરીર કેવળ કરમાઇને પ્રેતવત નિસ્તેજ થયેલું હતું. તેનો તે ભર ઉમેદમાં આવેલો સુંદર ચહેરો અને પ્રફુલ્લિત મુખકમળ અત્યારે કેવળ ફીકુંફચ પડી ગયું હતું. તેનામાં એક શબ્દ પણ ઉચ્ચરવાની શકિત રહી નહોતી. અહોરાત્ર ભયંકર તાપને લીધે હેરાનગત ભોગવવામાં કશી મણા રહી નહોતી. અને તેના શરીરનું રૂધિર વિનાનું ખોખું-(હાડપિંજર) પણ છિન્નભિન્ન થઇ ગયું હતું. બંને મિત્રો એવો પ્રકાર નિહાળીનેજ મહા દુ:ખસાગરમાં ડુબી ગયા—બંને તુરત અરેરાટના ઉદગારો કહાડી ધરણીપર ઢળી પડયા. મોહનલાલના હૃદયમાં તો મહા કારી ઘા વાગ્યો. ગોદાવરીના શરીરમાં, ભવિષ્યમાં પોતાના થનાર મોહનને નિહાળતાંવાર જાણે વિધુલ્લતા પ્રગટ થઇ હોય—જાણે એકાએક ચૈતન આવ્યું હોય, તેમ હોશિયારી આવ્યા જેવું જણાયું. તે એક સરખી મીટ માંડીને મોહનલાલ તરફ ધારી ધારીને નિહાળવા લાગી, પરંતુ અરેરે ! મુખમાંથી કુશળ પ્રશ્નો તેનાથી કહાડી શકયા નહીં. મોહનલાલ પણ ઘણીવાર સુધી એકાગ્ર દૃષ્ટિએ અને એકાગ્ર ચિત્તે તેના તરફ નિરખી રહ્યો અને છેલે બહાર જઇ દડદડ આંસુઓ પાડી રડવા લાગ્યો.

વચમાં એક બે દહાડા ગુજરી ગયા બાદ બંને બેહેન ભાઇને થોડી હોશિયારી આવ્યા સરખું જણાયું.

તેથી મુંબઇ જવાની તેઓએ તૈયારી કરવા માંડી, અને સંધ્યાકાળની શિતળ વેળાએ તેઓ સર્વે મુંબઈ આવવાને ચાલી નિકળ્યાં.

---

## પ્રકરણ વીશમું.

પ્રિય વાંચનારી બ્હેનો ! હવે તમે એનાથી અધિક શું સાંભળવાના હતાં ! ! ગોદાવરી અને પુરૂષોત્તમ મરણ પામ્યાં છે, તેઓને શું છેવટના પ્રણામ કરવા જવાની તમારી ઇચ્છા છે ? જો એમ હોય તો હવે રડો નહીં—છાનાં રહો. હવે છેવટની એકજ વાત કહેવાની જે બાકી રહી છે તે કહી સંભળાવવાથી આ કથા સંપુર્ણ થશે. મોહનલાલ અને દયારામ અજારી માણસોને લઇ મુંબઇ પહોંચ્યા બાદ, સર્વે પરભારાં મોહનલાલનેજ ઘેર ગયાં. અહીં પુરૂષોત્તમ અને ગોદાવરીની અસાવસ્થા સાંભળી નવસારીથી હરીરામ, પરમાનંદ વગેરે સર્વમંડળ તેઓની સારવાર કરવા આવ્યું. દયારામ પોતેજ ડાકતર હોવાથી મુંબઇના નાનામોટા—કાળાગોરા ડાકતરોની તેને ઓળખાણ થઇ હતી, તેથી તેણે ભાઇબ્હેન માટે ઘણા ડાકતરોની દવા કરવામાં કોઇ પ્રકારની મણા રાખી નહી; પરંતુ જ્યાં અંતકાળજ આવી લાગ્યો ત્યાં બિચારા ડાકતર લોકો શું કરી શકે ! ગોદાવરીની માંદગી દિનપ્રતિદિન વધતી ચાલી, આ જગતમાં રહેવાના તેના દિવસો પૂર્ણ થવા આવ્યા, અને તેની શરીરકાંતિપર દિવસોદિવસ મરણકળા છવાઇ જવા લાગી. આટલા દહાડા થયા પોતાની માંદગીથી કદાચ મોટા ભાઈની હિમ્મત જતી રહેશે અને તેથી કદાચ તેનાપર ભયંકર પ્રસંગ આવી પડશે, એવી ધારતીથી ગોદાવરીએ પોતાનું દરદ તેનાથી છુપાવી રાખ્યું હતું; પરંતુ તે બાપડીના આજે છેવટના દીવસની છે-

વટની ઘડી હતી! આજ તેની દુઃખયાતના અને વેદનાનો પારાવાર નહોતો તથાપિ તે બીજાઓને કહી સંભળાવવાને તેનામાં મુદલ સામર્થ્ય રહ્યું નહોતું. એવી રીતે એક પહોર રાત્ર ગુજરી ગઇ ત્યારે તો તેની વ્યાધિ બહુજ વધી પડી. રાધાગવરી વગેરે ઘણાખરાં માણસો પુરૂષોત્તમવાળા બીજા ઓરડામાં બેઠેલાં છે; માત્ર હરીરામ, દયારામ અને મોહનલાલ ગોદાવરીની પાસે બેસી તેને અર્ધા અર્ધા કલાકે ઔષધ આપતા હતા. પણ હવે એ ઔષધથી શી રીતે ફાયદો થાય? સુમારે મધ્યાનરાત્ર ગુજરી ગયા બાદ વળી તેની વ્યાધિ કમી થતી ચાલી, તેના રોગનું પરિબળ મંદ થતું ગયું, અને એ મૃત્યુરાત્ર પુરી થવા માંડી. રાત્ર પુર્ણ થવાથી મળસ્કાનો શિતળ વાયુ પુર જોસમાં સુસ્કારા નાંખતો લોકોનાં બારી બારણામાંથી ફુંકાવા લાગ્યો. વૃક્ષોપરનાં ઉંઘાયલાં પક્ષીઓ જાગૃત થઇ એક માળામાંથી બીજા માળાપર અને એક ડાળપરથી બીજી ડાળપર ઉડીને મધુર અને તિક્ષ્ણ સ્વરથી એક સરખો કિલકિલાટ કરી રહ્યાં, આખી રાતના જાગરણથી ચોકીપહેરેગીરો ઝોકાં ખાતાં પોતપોતાને ઘેર જવા લાગ્યા. રસ્તામાં ચાલી રહેલા ગાડીઘોડાનો ખખડાટ કર્ણપર અથડાઇ રહ્યો. આડોશી પાડોશીના ઘેરમાંથી જાગૃત થયેલાં માણસોનું બોલવું સંભળાવા લાગ્યું. આવા સમયમાં અહીં શોકથી વ્યાકુળ થયેલાં ઘરમાં, સ્નેહી અને સગાં સંબધીઓએ પ્રાણપોક મુકી રડવાનો હજી પ્રારંભ કર્યો નથી, તેટલાંમાં ગોદાવરીના સુંદર શરીરમાંનો પ્રાણવાયુ એકાએક ચાલતો થયો. આ વખતે રાધાગવરી તેની પાસે આવીને આ છેવટનો પ્રકાર નિહાળી તેની જોડમાંજ બીછાનાપર રડતી બેઠી હતી. પાંચ વર્ષ પોતાની પાસે રાખી જેનું લાલન પાલન કર્યું, વિદ્યાભ્યાસ માટે પાણીની માફક પૈસા ખરચ્યા, વૈધવ્ય દુખમાંથી મુક્ત

કરવાના નિશ્ચયથી જેને માટે મોહનલાલ સરખો સુગ્રવર શોધી રાખ્યો, અને એટલું સંકટ સહન કરતાં છતાં પણ જેના આભુપણને મુદલ હાથ અરાડયો નહીં, એવી જે આપણી રાધાગવરીની લાડકી ગોદાવરી તેને તેની આંખ આંજીને યમરાજા લઇ ચાલ્યો. ગોદાવરીના શરીરમાંની પ્રાણ-જયોતિ અસ્ત થયેલી જાણી મોહનલાલ શોકથી વ્યાકુળ થઇ કેવળ ઘેલા સરખો થઇ ગયો. દયારામ તેને પકડીને બીજા ઓરડામાં લઇ જઇ ઘણા ઘણા પ્રકારે તેના મનનું સમાધાન કરવા લાગ્યો, અને અહીંયા મથુરી આદિ ઘરનાં નાનાં મોટાં માણસોએ જે કળાહોળ કરી મુકયો તેનું વ-ર્ણન થઈ શકે તેમ નહોતું.

જો કે ગોદાવરી મૃત્યુ પામ્યાના સમાચાર પુરૂષોત્તમ-ને જણાવવામાં આવ્યા નહોતા, તથાપિ જ્યારે ઘરમાં ચા-લી રહેલી આરડાઆરડ તેના સાંભળવામાં આવી ત્યારેજ તે પામી ગયો-તે સમજ્યો કે ગોદાવરી સ્વર્ગમાં સિધાવી અને તેથી તેના હૃદયમાં જે કારી ઘા વાગ્યો તેજ તેના મૃત્યુંનું કારણ થઇ પડયું. વળી ગોદાવરીના મૃત્યુનું મુળ કારણ પોતેજ છે, એવું જ્યારે તેને લાગવા માંડયું, ત્યારે તો તેનું પોતાનું મન પોતાનેજ ખાવા માંડયું. રાધાગવરી રડતી રડતી જ્યારે તેની પાસે આવી ત્યારે તેણે મોટેથી નિશ્વાસ નાંખી શાંતવૃત્તિથી કહ્યું,-“ રાધે, ગોદાવરીએ આલોકમાં મારી અત્યંત સેવા ચાકરી કરી; અને હું હવે ઘણા દહાડાનો સોબતી નથી, એવી જ્યારે તેની ખાત્રી થ-ઇ, ત્યારે તે પરલોકમાં મારે માટે જગ્યા રાખવા સારૂ જ-લદીથી ચાલતી થઈ !” એટલું બોલતાંવાર તેના ડોળામાં-થી ડબક દઇને અશ્રુનાં ટીપાં ગબડી પડયાં ! અત્યારે રાધા-ગવરીને એટલું તો રડવું ઉપજ્યું કે અગાઉ તે કદી પણ એટલું રડી નહોતી. પુરૂષોત્તમે તેને હાથની ઇશારત-

થી છાની રહેવાને ફરમાવ્યું અને ત્યાર બાદ શાધાગવરી સમજીને તુરત ચુપ થઇ રહી.

પ્રિય બેહેનો! હવે એથી વધારે કહેવાનું શું બાકી રહ્યું છે?! અરેરે! પુરૂષોત્તમ મૃત્યુ પામ્યો! શાધાગવરીનું સૌભાગ્ય જતું રહ્યું. જે કેવળ લક્ષ્મી સરખી દીવ્ય દેખાતી હતી, તે હવે વૈરાગણ સરખી જણાવા લાગી. પતિના મૃત્યુ પછી સફેદ વસ્ત્ર ધારણ કરી, પોતાનું રહેલું આયુષ્ય તેણે પોતાના બાપને ઘેર રહીને પુરૂં કર્યું.

જોકે એટલા વખતમાં તેના સંબંધમાં કંઇ કહેવા જોગ વિશેષ હકીકત રહી નથી; તોપણ પુરૂષોત્તમ ગુજરી ગયાને વર્ષ દોહોડ વર્ષ વિતી ગયા બાદ તેણે પોતાની એક બેહેનપણીને પત્ર લખી મોકલાવ્યો, અને તે વાંચનારને પ્રિય થઇ પડશે એમ લાગવાથી નિચે દાખલ કરી આ કથા પુર્ણ કરૂં છું.

"મારી જુની મૈત્રિણી, પ્રિય ડાહીગવરી;-

આપણે નાનપણમાં આ જગતમાંના સુખ વિષે પરસ્પર જે વાતો અને કલ્પના કરતા હતા, તે વાતો અને કલ્પના કેટલી વ્યર્થ, કેટલી ખોટી અને કેટલી ભ્રાંતિમૂલક છે, તે હવે મારા જાણવામાં આવ્યું છે, એટલુંજ નહીં પણ મને તેનો પ્રત્યક્ષ અનુભવ મળ્યો છે. તરૂણાવસ્થામાં એમ લાગે છે કે જેમ આપણે કરીએ તેમ થશે, સઘળું શ્રમસાધ્ય છે, અને અસાધ્ય કશું નથી; પણ બાઇ, તે સઘળું જુઠું છે હો! આપણે આપણા માણસનું જતન કરી ઉમદા ઉદ્યોગે લાગીએ અને પ્રત્યેક વાતમાં ઇશ્વરથી ડરીને ચાલીએ—એટલુંજ માત્ર આપણા હાથમાં છે; પરંતુ આ જગતમાં સુખી કીંવા દુખી થવાનો આધાર તે ઉપર રાખી શકાતો નથી. જોકે અમે પ્રથમ કોઇનું કાંઇ

આડું કર્યું નહોતું તથાપિ અમારા કુટુંબની કેવી અ-
વસ્થા થઇ તે જુઓ! મારા પતિ એમ એકાએક
શા માટે મરી જવા જોઇયે? તેઓને શું ઔષ-
ધોપચાર કમી કર્યા હતા? પરંતુ ઉપાય શો? છેલે પ્રભુ
ને ગમ્યું તેવું થયું! ખરૂં કહું છું કે આ લોકનો સર્વ
મહિમા વ્યર્થ છે! પરલોકના વ્યવહારમાં પ્રભુનું કર્તૃત્વ ક-
શું નથી, એમ જે બોલનારા હોય, તે બાપડાને બેલાશક
બોલવા દ્યો, પરંતુ મારીતો ખાત્રી થઇ છે કે એ મહાન
પિતાની ઇચ્છા વિના અહીંયા એક પાંદડું સુદ્ધાં હાલવા
પામતું નથી. વળી તેઓની સઘળી કૃતિ મનુષ્ય માત્રને
જેવી જોઇએ તેવી ન્યાયવાળી, ગંભિર અને યથાયોગ્ય છે માટે
એ બાબતમાં કશો કકળાટ કે શોક નહીં કરતાં શાંતપેણે
પ્રભુ જેમ રાખે તેમ રહેવું એજ યોગ્ય છે. મને તો એમ જ-
ણાઇ આવ્યું છે કે બીજી સર્વ બાબતોનો આનંદ નાશવંત
છે, પરંતુ પ્રભુની અદ્દભુત શક્તિમાં જે આનંદ રહેલો છે
તેજ કેવળ અવિનાશી અને અખંડાનંદભુવન સરખો છે,
તેમાં જે સુખશાંતિ છે તે બીજા કોઇમાં નથી, પરમેશ્વર-
પર અવલંબીને રહેવાથી માણસોને જેટલું સુખમળે છે તે-
ટલું સુખ બીજા કોઇપણ ઉપાયથી પ્રાપ્ત થતું નથી. આ
બાબતનો અનુભવ જેમ કેટલાક વૃદ્ધ-જુના માણસોને મ-
ળેલો હતો તેમ હાલમાં મને પણ મળ્યો છે. જોકે મારા-
પર દુઃખનાં ઝાડ ઉગવાને કશી મણા રહી નથી-મારૂં દુઃખ
અવર્ણનીય છે, તથાપિ "પ્રભુ મારો બાપ અને તે જે જે
કરે છે તે યોગ્યજ હોય છે" એવો વિચાર મનમાં આ-
વતાંવાર મારૂ તમામ દુઃખ વિસારે પડેછે; આ વિચાર અત્યંત
પવિત્ર અને સુખદાયક છે અને એટલાપરથી ખુદ મારો
પોતાનો અનુભવ તમોને લખી જણાવ્યો છે. આ વિચાર
અલૌકીક છે અને તે સર્વને દુઃખની વેળાએ અતિ ઉપયોગી

થઇ પડે તેવા છે. તે તમોને ભવિષ્યમાં ઉપયોગી થાય અને તમોનેઐહિક દુઃખની બાધા ન આવે, એવી તે સર્વ શક્તિમાન મહાન પિતા પ્રભુની પ્રાર્થના કરીને આ પત્ર સમાપ્ત કરૂં છું.”

રાધાગવરીનો એ વિચાર પ્રેમળ અંતકરણને કેટલો આનંદદાયક છે! જેમ સર્વ પ્રકારના રોગોપર એકજ ઔ-ષધ લાગુ પડેછે, તેમ એ વિચાર, સર્વ પ્રકારના દુઃખને માટે રામબાણ-ઔષધ સરખો છે. અને તેની પાસે કોઇપણ પ્રકારનું દુઃખ વધારે વખત નભી શકે તેમ નથી. માટે પ્રિય બ્હેનો અને બધુઓ! રાધાગવરીના સુખ દુઃખ વિષેના છેવટના વિચારો અંતઃકરણમાં કોતરી રાખી, નમ્રતાથી, શુદ્ધ ભાવથી, અને પ્રીતિથી સંસારના સઘળાં કામકાજો કરતા રહો અને હરેક બાબતમાં પરમેશ્વરથી ડરીને પોતાનો અમુલ્ય વખત નિર્ગમન કરો. એટલે તમો-ને આલોકમાં સુખ પ્રાપ્ત થઈ પરલોકમાં સત્‌ગતિ પ્રાપ્ત થશે. તથાસ્તુ.

